ખાસ કરીને ચોમાસિયો પાક કરે સે. જેયાને કૂવાની સગવડ હોય તે શિયાળુ પાક હોત કરે સે. કૂવો નીં હોય ને શિયાળુ પાક લેય તૅર જેયાની જોળેથી પાણી લેય તીને ખેતીનો અડદો ભાગ આલવો પડે સે.

## ખોરાક ને તંદુરસ્તી

ખોરાકમેં ઘણુ કરીને મકી, હામેલ કે જુવારના રોહ્વા ને હાણનું કે ઉળેદની દાળ ખાયસે. મરચું વારૂ ગમે સે. ઘૉરમેં લાલ મરચું, મીઠું, લહુણ ને આદુની ચટણી કાયેમ રાખે સે તીને તીખુ મીઠું કેય સે. હાણનું કે દાળ નીં હોય તૅર રોહ્વા પર એખલુ તીખુ મીઠું લેયને ખાય લેસે. ઊભા પગે બહીને ખાયસે. ડાબા હાથમેં થાળી લેય સે. ઘણીવાર ખાખરાના પાયડામેં હોત લી'ને ખાય સે. હવાર હાંજ મકીના લોટની રાબડી પીવે સે. સાક વઘારવા હોર ડોળીનું તેલ વાપરે સે. ઘૉરમેંજ ચાપડાથીન ડોળીનું તેલ કાડે સે. ઘૉર ડોબી હોય તૅર ઘી, દૂધ, દહીં ખાય સે. ઘીને ચોપડ કેય સે. કદીક ભાત રાંદે સે જે કોદરી કહવાય સે. કોળાની ઋતુમેં કોદરીમેં કોળું નાંખીને રાંદે સે. લગેનમેં ને કોય મટી જયુ હોય તૅર તીના બારમામેં દાળ ભાત રાંદે સે. તીવારમેં કે પાણગામેં ઉળેદની દાળના ઢેબરા બનાવે સે. હોળીના તીવારોમેં પાપડ પાપડી બનાવે સે. તેયા માંહ ખાનારા સે. મે'માન આવે તૅર ને તીવારોમેં કૂકડી ખાય સે. પાણગામેં, હોળીમેં ને દહરામેં બોકડા કાપે સે.

ઘણુ કરીને બધા આદમી બીડી પીવે સે. પોતાની બીડી પોતેજ ટીમરૂના પાયડામેંથા બનાવે સે. ઘૉરમેં ટીમરૂના પાયડા રાખે સે. નજીકના મોટા ગામમેંથા કે સે'રમેંથા સૂટી તમાકુ લાવે સે, જેને ભાંગ કેય સે. ટીમરૂનું પાયડુ તોડીન તીમેં ભાંગ ભરીન બીડી વાળે સે. મે'માન આવે તૅર તીમને હોત પાયડુને ભાંગ ધરવામેં આવે સે.

નસો કરવાના સોખીન સે. ઊનાળામેં તાડી પીવે સે. બદાના ઘૉરના વાડામેં કે ખેતરમેં તાડના ઝાડ હોય સે. તાડના પાયડાને મૂળમેંથા કાપીન માટલી બાંદેસે જે ઢોચકી કે પોક્યુ કહવાય સે. તાડના પાયડા કાપીન માટલી બાંદે તીને 'તાડ સેકવો' કેય સે. ઘૉરના બદા નાનલા મોટલા તાડી પીવે સે. તાડીની ઋતુમેં આખો દાહડો તાડી પીને રંગ મેં રેય સે. ખાવાનું હોત વદારે ખાતા નીં. ભૂખ લાગે તૅર તાડી પી લેય સે.

મૂડાના ફૂલનો દારૂ ગાળે સે. દારૂને હરો કેય સે. પાણગામેં લગેનમેં ને તીવારોમેં જાતેજ દારૂ ગાળે સે. ઘણુ કરીને દારૂ ગાળવાનું કામ બાયડીઓ જ કરે સે. કૂવા જોળે ખાડામેં પાણી ભરાયુ હોય તાં, કોતરમેં, નદીમેં કે ખેતરમેં જાં પાણી હોય તાં દારૂ ગાળે સે. બદાના ઘૉરમેં આખુ વરહ સાલે એતરા મૂડા રાખેલા હોય સે. દારૂ ગાળવાની ભઠ્ઠીને ભાટી કેય સે. એખ મોટલા માટલામેં જે ગોળુ કહવાય સે તીમેં કો'વાડેલા મૂડા ને પાણી ભરવામેં આવે સે. પાણીથીન થોડે ઉંસે સૂલો હળગાવીન તીની ઉપૅર ગોળુ મેશવામેં આવે સે. ગોળુના મોં ઉપૅર તવા જેવુ માટીનું વાહણ જે ઉંધા છત્યુ, દાટિયુ કે બાબરૂ કહવાયસે તેયુ મેશવામામેં આવે સે. તીને મટોડીથી બંદ કરી દેવામેં આવે સે. બાજુમેં કાણુ પાડીન વાંહ કે થોરયાનું પોલુ લાકડુ મટોડીથીન લગાડવામામેં આવે સે જે નળો કે હરસ્યો કહવાય સે. નળાનો એખ સેડો પિત્તળના ઘડામેં લગાડીન માટીથી બંધ કરી દેવામેં આવે સે. ઘડાને દેગડી કહવામેં આવે સે. દેગડીને પાણીમેં મેશવામેં આવે સે. ગોળુ મેં મૂડાની વરાળ થેયને નળામેંથા દેગડીમેં આવે સે. દેગડી પાણીમેં હોયકને વરાળ ઠંડી થી'ન તીનો દારૂ બને સે.

શરીરે ઘણાજ માતા ને મે'નત કરનારી પરજા સે. શરીર પર જરાક હોત ચરબી નીં હોતી. આદમીની આસરે સાડા પાંસ ફૂટ જેતરી ઊચાઇ હોય સે. બાયડીની આસરે પાંસ થી સવા પાંસ ફૂટની ઊચાઈ હોય સે. મે'નત મજૂરીને લીદે દેહી માતા ને કસાયલા હોય સે. મંદવાડ હોય તૅર બડવા જોળે જી' બડવઇ કરાવે સે. વારૂ નીં થાય તૅર દવાખાને જાય સે. સહનસક્તિ ઘણીજ સે. દેહી પર ગમે તેવા ઘા થીયા હોય, તીર વાયગું હોય કે જંગલી જનાવરે હુમલો કયરો હોય તૅર હોત સલાય તેમ હોય તો સેટેથી હોત સાલતેજ દવાખાને જાય સે. દુખાવાની કોય ફરિયાદ નીં કરતા, ચૂપચાપ સહન કરી લેય સે.



## પહેરવેસ

આદમીઓ ઘણુ કરીને ગુઠણ હુદીનું ધોતિયુ પે'રે સે. કેહ્લાક કેડે લંગોટી વીંટાળે સે જે કોહટી કહવાય સે. કેડે રૂમાલની જેમ ધોતી કે સાલ હોત વીંટાળે સે. ઉપૅર પટ્ટો કે કંદોરો પે'રે સે. ખમીસ પે'રે સે જેને ચાખલુ કેય સે. ખભા ઉપૅર પટ્ટીઓ લગાવીને બટન લગાવેલા ચાખલા પૅરે સે. નીચેથી બાજુમેં કટ મેશીને કટ ઉપૅર પટ્ટી મેશીને બટન લગાવેલા ચાખલા બદાને ગમતા હોય સે. ચાખલામેં અગોળ પટ્ટી હોય સે ને અગોળ બે ગજવા હોય સે. માથે ફાળિયુ કે રૂમાલ બાંદે સે. ઘણા જુવાનિયા ઘૂમસાવાળો રૂમાલ માથે બાંદે સે. આંખની બાજુમેં છૂંદણા કરાવેસે જે કાન ચાવણીઓ કહવાય સે. ડાબા હાત પર નામ લખાવે સે. કાંડે કડુ પે'રે સે જે ભોરિયુ કહવાય સે. બાવડે હોત કડુ પે'રે સે જે આમળિયુ કહવાય સે. આ કડા ચાંદીના હોય સે. કાનમેં ચાંદીની કંકરી પે'રે સે.

બાયડીઓ કસોટો મારીને ઘેરવાળા સીંટના ઘાઘરા પે'રે સે. ઉપૅર લાલ રંગની હાડી પે'રે સે. જે ઘાઘરા જોળે કસોટા જેમ વાળી લેય સે. શરીરે ફૂગ્ગા બાંયવાળુ પોલકું પે'રે સે. ઘરેણાંની સોખીન સે. ગળામેં જાડી ચાંદીના કે રૂપિયાના સિક્કાવાળી ચાંદીની હાંહડી પે'રે સે જે આસરે તૅણ હજાર રૂપિયાની હોય સે. કાનમેં ચાંદીના વીંટલા, લેરિયા કે ટોકરિયા પે'રે સે. નાકમેં કાંટો પે'રે સે. બાવડે ચાંદીના બાવડિયાં પે'રે સે. પોગમેં હોત વજનદાર ચાંદીના આસરે સાત હજાર રૂપિયાના કહ્લા પે'રે સે. શરીરે છૂંદણા કરાવેસે. હાત પૅર નામ લખાવે સે. આંખ જોળે કાન ચાવણીઓ ને દાઢી પર દોઢી લખાવે સે. ઘૂંટીથી ઉપૅર પોગના અંદરના ભાગે આંબો લખાવે સે. ચાંદલા, પાવડર, લિસ્ટીનો ખૂબ ઉપયોગ કરે સે. કીડીયુંની માળા જાતે બનાવીને પે'રે સે. વાળમેં પ્લાસ્ટીકના ફૂલને વેણીયુ નાંખેસે. સોટલામે રંગીન રીબીનો ને ઊનની દોરીઓ નાંખેસે. કેતરીક ગામડાની સોરીઓ સેંથામેં પૂરેલા હીંદૂરનો અરથ નીં જાણતી, તીને હોત સણગાર હમજીને કુંવારી હોય તે હોત સેંથામેં હીંદૂર પૂરેસે. તીવારોમેં ગાલ ઉપૅર લિસ્ટી લગાવી ઝરી લગાડે સે. જુવાનિયા સોરા સોરી ને કડક રંગો ખૂબ પસંદ હોય સે. લાલ, લીલા, પીળા, કેસરી, જાંબલી, પોપટી, ભૂરા આ બદા તીમના માનીતા રંગો સે. આયા રંગના કપડા પે'રે સે.

## ધરમ ને માનતાઓ

રાઠવા જાતિ હીંદૂ ધરમ જોળે ભળેલી સે. તે હોત તીમના અલેગ રિવાજો સે. બડવાના બોલમેં હીંદુ ધરમના દેવ દેવીના નામ આવે સે પુણ તેયાવ પૂજા તીમના દેવની કરે સે. તીમના દેવમેં ખાસ ખતરી દેવ, પિઠોરા દેવ કે બાબો પિઠોરો, વાક્ટો દેવ કે બાબો વાક્ટો, ટુંડવો દેવ કે બાબો ટુંડવો, ઇંદરાજા, ઝોટિંગ દેવ, રતમાળ દેવ બદા સે. સે'રીયા નું ભાળીને હીંદુ દેવ દેવીઓને હોત પોતાના દેવ માનેસે.

રાઠવા જાતિમેં પેટા જ્ઞાતિઓ સે. પેટા જ્ઞાતિ હરખી હોય તૅર લગન નીં થતા. આવી પેટા જ્ઞાતિઓ સતીદા, ઓહરિયા, કનાહા, બડોડિયા, કટોલિયા, મુડાળજા, ધારવા, મહાણિયા, જમુરા, ચગોડિયા, માળિયા, તળાવેલા, ભાભરિયા, લુહારિયા, ચુહાણિયા, બામણિયા, સાંપલિયા, બારિયા, ડોડ્વા બદી સે.

બદા ગામમેં દેવ ને ખતરીનું થાનક હોય સે. જે દેવ કહવાય સે. ગામ લોકુ દર વરહે દેવને કૂકડાં બોકડા નો ભોગ આલેસે. જો ભોગ આલવામેં નીં આવે તો ગામને નુકસાન થાય એમ માનવામેં આવે સે. પાક બરોબર નીં થાય, ગામમેં મંદવાડ આવી જાય, ઢોરાં મટી જાય તો દેવનો કોપ માનવામેં આવે સે. એતરે દેવને ખૂસ કરવા હોર દર વરહે કૂકડાં બોકડાનો ભોગ આલવામેં આવે સે.

આયા લોકુ ઘણાજ વે'મીલા ને અંધશ્રદ્ધાળુ સે. ઘૉર મેં મંદવાડ હોય, ખેતી બરોબર નીં થતી હોય કે ઢોરાં મટી જાય તૅર દેવનો કોપ માનીને બાબા પિઠોરાની માનતા માને સે. સોરૂ માંદુ રે'તુ હોય તૅર કુંવારિયા કે હમોણિયાની બાધા રાખે સે. ભૂત પલેક ડાકેણ બદામેં વિસવા રાખે સે. કોઇ પુણ મંદવાડને વળગાડ હમજે સે. તીને દૂર કરવા હોર બડવા જોળે બડવઇ કરાવે સે. હારૂ નીં થાય તૅર દવાખાને જાય સે. ડાકેણનું નામ હાંબળીન થતરે સે. રાતે ઘૉરની બા'ર નીં નીકળતા. રાતે ભૂત પલેક ને ડાકેણો ફરવા નીકળેસે એવુ માનેસે. ડાકેણ ગામની કોઇપુણ બાયડી હોય એમ માનવામેં આવે સે. ડાકણ ગમેતે જનાવરનું રૂપ લેય હકે સે ને રાતે હવામેં ઊડીને એક જગાએથા બીજી જગાએ જાય સે, ડાકેણ પોતાનો વારસો ગામની કોઇપુણ બાયડીને આલતી જાય સે, ડાકેણ બોલ ભણીને પસંદ કરેલી બાયડીને રાતે મહાણમેં બોલાવેસે, તાં લોહી પિવડાવી કે જીવતો કાચીંડો ખવડાવીને બોલ હીખવાડે સે. ડાકેણ લોકોના કાળજાં ખાય જાયસે એમ માનવામેં આવે સે. ગામમેં કોઇ બાયડી ડાકેણસે એમ બડવો કેય તો તીને ગામમેં નીં રે'વા દેતા. ડાકેણના નાક કાન કાપીને ગામની બા'ર કાઢી મેશવામેં આવે સે, નીંતો તીને પથરા મારીને મારી નાંખવામેં આવે સે.

## તીવારો

રાઠવા તીવારો વારૂત રંગથી ઉજવે સે. બદા તીવારોં મેં ખૂબ નાચ ગાન કરે સે. તીમના તીવારોમેં ખાસ હોળી, દહરો, દિવાળી, ઇંદ ને દિવાસો સે. હોળીને દહરામેં મેળા ભરાય સે. આ મેળામેં જી' ને વારૂ નાચ ગાન કરે સે. હોળીને દહરો નક્કી તિથિએ જ કરવામેં આવે સે. તે સિવાયના તીવારો ગામ લોકુ ભેગા થી'ન નક્કી કરે સે. દરેક ગામના દિવાળી, ઇંદ ને દિવાસા અલેગ અલેગ દાહડે ઉજવાય સે જેથી કરીન એખ ગામના લોકુ બીજે ગામ તીવાર ખાવા જી' હકે. આ લોકુ સંપથી જીવતા હોય ગામમેં ખેતીવાડી બરોબર નીં થી' હોય, માણહુ વદાર મટી જ્યા હોય કે વદાર ઢોરાં મટી જ્યા હોય તૅર દેવનો કોપ માનીને તીવારો બંદ રાખે સે.

o

# રાઠવાની ભાષા ને કલાઓ

સુભાષ ઈશાઈ

*ઉદાપોર વિસતારમેં રાઠવા રે'સે પુણ જુદા જુદા વિસતારમેં તીમની ભાષા અલેગ પડી જાયસે. તીમની વાતુ ને તીમની કલાની વાતુ અહીં કરવામેં આવલી સે જેથી બતાવે સે કે રાઠવા હોત કલામેં પસાળ નીં મેં. દુનિયાની બીજી કલાઓ હતેણ ઊભી રે' એવી રાઠવાની હોત કલાઓ સે જેની વાતુ અહીં સુભાષ ઈશાઈએ કરલી સે.*

ગુજરાત રાજની ઉગમણી બાજુ વડોદરા જિલ્લામેં આવલો છોટાઉદેપુર વિસતાર આદિવાશ્યૂ વિસતાર સે. આયા આદિવાશ્યૂ પોતાનો અલેગ સાંસ્કૃતિક વારસો ધરાવે સે. તીમના જીવનના બદા ભાગમેં તીમની અલેગજ સંસ્કૃતિ જોવા મલે સે. આ આદિવાશ્યૂ કુદરત હાથે રહીક ને પોતાનું અલેગ જ જીવન જીવે સે ને આજે હોત સે'રિયાવના ચાળા હામે તેયા તીમની સંસ્કૃતિ હાસવી રાયખી સે. રોજનું જીવન ગીતાં, વાતરા, તીવારો ને જીવનના બદા જરૂરી ભાગોમેં આદિવાશ્યૂની કલા ને સંસ્કૃતિની ઊંડી વાતો જોવા મલે સે.

આ વિસતારની ભાષાની વાત કરીએ તો આખા વિસતારમેં અલેગ અલેગ બોલીઓ બોલાય સે. આદિવાશ્યૂની અસલ ભાષા તો ગુજરાતી જ હોયલી પુણ તીમેં અલેગ અલેગ વિસતારમેં અલેગ અલેગ બોલી બોલાય સે. જેમ કે હોચી, પાલવી, રાઠવી, કોલચી, નાયકી એમ બદી. આખા છોટાઉદેપુર વિસતારને સાર દશ્યામેં વે'સીએ તેર તીના સાર ભાગ પડે સે ને આયા સારેવ ભાગમેં અલેગ અલેગ બોલીઓ બોલાય સે.

**ગોદરિયુ- બારિયા હોયા વિસતાર(ઝોઝ-કેવડી વિસતાર) :**

આયો વિસતાર પંચમહાલની હદ બાજુનો સે જેયો પંચમહાલ જીલ્લાના દેવગઢ બારિયા તાલુકાને જુડાયલો સે. આયા વિસતારના લોકુ પોતાને બારિયા-કોળી કેય સે જે હોયા કહવાય સે ને તેયાવની બોલી હોચી નામેથા ઓળખાય સે.

**રેવાકાછ્યુ- મોટી ભોંય (કવાંટ-પાનવડ વિસતાર) :**

આયો વિસતાર નર્મદાની ઢેળ હુદી પો'સે સે. તેયાની ઉગમણે મધ્યપ્રદેશને નર્મદાની ઢેળે મહારાષ્ટ્રની હદ આવલી સે. આ વિસતારની જમીન કાળી ને સપાટ સે. આવી અલેગ જમીનને લીદે તે મોટી ભોંય કહવાય સે. આયા વિસતારની વસતી રાઠવા ને કોળી લોકુની સે. તેયાવની બોલી કોલચી ને ભીલી કહવાય સે.

**ઉગમણુ- રાઠ વિસતાર (રંગપુર-દેવહાટ વિસતાર) :**

આયો વિસતાર ઓરસંગ નદીના ઉગમણા કિનારાથી સરૂ થાય સે જે ઓરસંગ નદીની ઢેળે પથરાયલો સે. આયા વિસતારની મોટા ભાગની વસતી રાઠવાની સે. જેયાવની બોલી રાઠવી કહવાય સે.

**બૂડમણુ- પાલ વિસતાર (તેજગઢ-પુનિયાવાંટ વિસતાર) :**

ઉદાપોર તાલુકાનો વસલો ને તેજગઢ બાજુનો વિસતાર પાલ વિસતાર કહવાય સે. આયા વિસતારમેં રાઠવા, બારિયા, કોળી, નાયક , ભગત બદાની વસતી સે ને તેયાવની બોલી પાલવી ને નાયકી કહવાય સે.

અલેગ અલેગ વિસતારમેં અલેગ અલેગ બોલીઓ બોલાય સે એતરે આ વિસતારની ભાષા ખૂબજ અલેગ દેખાય સે. વદારામેં છોટાઉદેપુર વિસતાર ગુજરાત રાજની સરહદે આવલો સે એતરે ઉગમણે મધ્ય પ્રદેશના ઝાબુઆ જીલ્લાની ને રેવાકાછયે મહારાષ્ટ્રના ખાનદેશ જીલ્લાની સરહદો આવલી સે ને જે તે સરહદી વિસતારની બોલીમેં હીંદી ને મરાઠી સબ્દો ભેગા થે'લા જોવા મલે સે. આખા વિસતારમેં લોકુ આવતે જતે હોવાથી અલેગ અલેગ બોલીઓમેં હોત હીંદી ને મરાઠી સબ્દો જાણીતા થીયા સે.

આમ તો આ વિસતારની બોલી ગુજરાતી ભાષાનીજ બોલી સે પુણ પોતાના અલેગ સબ્દો હોયકને આ બોલી એખલી ગુજરાતી ભાષા જાણતો હોય તીને હમજવી અગરી સે. એતરૂજ નીં પુણ આ વિસતારના લોકુ નવી વસ્તુઓ હોર પોતેજ પોતાના સબ્દો બનાવી લેતા હોયકને મુખ્ય ભાષાના સબ્દોનો વપરાસ આ બોલીમેં ઓસો થાય સે. જેમ કે વિમાન હવામેં અદધર ઊડેસે તો તે 'અધ્ધરિયુ' કહવાય સે. રોકેટ તીની પસવાડ વાયનો લાંબો લીટો સોડે સે, આ બોલીમેં ઝાડા થી' જાય તીને સેરવું કહવાય સે. રોકેટનો લીટો તેયાવ હોર સેરવા જેવું સે એતરે રોકેટ 'સેરાટિયું' કહવાય સે. મારૂતિ જેવી નાનલી ગાડી જમીન જોળે દબાયને રપટે સે એતરે તેયા 'ધૂળ ચાટતી' કહવાય સે. આવા ઘણા સબ્દો આ વિસતારના લોકુ પોતાની સમજથીન વસ્તુ જોઇને બનાવલાસે.

આ વિસતારની બોલીમેં જોડિયા સબ્દો ઘણા ઓસા વપરાયસે. જોડિયા ને પરદેસી સબ્દો તેયાવ પોતાની રીતે પોતે બનાવલા સે. જેમકે ગ્લુકોઝ બિસ્કિટ- ઘાલઘૂસ બિસ્કુટ, લક્સ સાબુ-લપસ હાબુ.

આખા વિસતારમેં અલેગ અલેગ બોલીઓ બોલાતી હોયકને વાર, મહિના બદાના નામો અલેગ અલેગ બોલાય સે જેમકે-

| **વારના નામ :** | | **રાઠ વિસતારમેં** | **મોટી ભોંચમેં** |
|---|---|---|---|
| | રવિ | દિતવાર | દિતવાર |
| | સોમ | ભાભરિયો, રાજપુરિયો | કવાંટિયો |
| | મંગળ | ડોડિયો, પાંડુડિયો | પાનવડિયો, જૂનલો |
| | બુધ | ગુજરી | ગુજરી |
| | ગુરૂ | દેવનો | દેવનો |
| | શુક્ર | જૂનલો | ઉદાપરિયો |
| | શનિ | થાવર, થાવરિયો, ઉદાપરિયો | થાવર, થાવરિયો |

| **દશ્યાઓ :** | | **રાઠ વિસતારમેં** | **બારિયાહોયા વિસતારમેં** |
|---|---|---|---|
| | ઉત્તર | ગોદરિયુ | મળામોયુ, ગોદરિયુ |
| | દક્ષિણ | રેવાકાછ્યુ | કવોટિયુ |
| | પૂર્વ | ઉગમણુ | ઉગમણુ |
| | પશ્ચિમ | બૂડમણુ | બૂડમણુ |
| **મહિના :** | | | |
| | કારતક | કાતક | કાતેક |
| | માગશર | ભરોળી | ઘરોળિયો |
| | પોષ | ખિહેર, ઉતરાણ | ઉતરોણ |
| | મહા | ડાંડો | ડોંડનો |
| | ફાગણ | બૈણ્યો, હોળીનો | બણલીયો |
| | ચૈત્ર | ચૈતર | ચૈતર |

| | | |
|---|---|---|
| વૈશાખ | અખાત્રી | અખાતરી |
| જેઠ | જેઠ | જેઠ |
| અષાઢ | અખાડ | અખાઢ |
| શ્રાવણ | સરાવણ | સરાવણ |
| ભાદરવો | ભાદવો, હરાધનો, દેગનો | હાતિયો |
| આષો | દહરો, દિવાળી | વેદવાળીનો |

**પશુઓ :**

| | | | |
|---|---|---|---|
| ગાય | વાસેડી | બળદ | ડગરો |
| બિલાડી | માંદરી | ભેંસ | ડોબી |
| શિયાળ | ખોખડી, ફોઈ ફૂંદાડી | માદા શિયાળ | કોલેચ |
| નર શિયાળ | કોલ્યો | શાહુડી | શિયાળવી |
| સસલુ | સેસલ્યુ, હેહલ્યુ | વાઘ | વાઘળો |
| હરણ | ઘૂટાલી | | |

**પક્ષીઓ**

| | | | |
|---|---|---|---|
| કાગડો | ઢાઢિયો | ગીધ | ગરજ્યો |
| ગરૂડ | ગરદ્યો | ચીબરી | ઢૂડી |
| ઘૂવડ | ઢૂડી ડાકેણ | ચકલી | ઘરચેડી |
| સમળી | ઘૂવેડ | લક્કડ ખોદ | ઠાઠ ઠોગડો |
| બુલબુલ | હુડિયો | બાજ | હાવેળ |
| સારસ | કુરચ્યો | કાબર | ખાલેળ |
| કાળો કોશી | કળવીછલો | ચામાચીડિયુ | માકા ઢુળુ |
| ટીટોડી | સિકવો | કલકલિયો | ઠેસો |

**જીવ જંતુઓ**

| | | | |
|---|---|---|---|
| આગિયો | આજીયો | સાપ | ગહળો |
| કરોળિયો | કોલ્યો | ગરોળી | ઘરવેળી |
| દેડકો | ડેટ્કું | મચ્છર | મચ્યાં |
| પતંગિયુ | ભૂબલુ | વાણિયો | ઘાંદરો |
| ખિસકોલી | બૂટી | | |

આદિવાશ્યૂની અસલ બોલી તીમના બોલમેં જોવા મલેસે. આ બોલ એતરા જૂનલા સે કે તીમેં આવતા સબ્દોનો અરથ તીમને હોત ખબર નીં મેં. ખાલી બોલી બોલીને હાંબળેલા આયા બોલ આજે હોત અસલ પે'લાના જેવાજ સે. જેમકે-

લીલા પીળા દેવોના તોરા
નવે ભાટ્યુ ને નવે રે પાંગ્યુ
દેરાં દેવતા ઉતરવા લાગ્યા
દેખ્યા હળા ન ડોકાં ને હડે
સતીના પોરે દેવતાં રે આવ
સતીના પોરે દેવતાં આવ
એના દેવતા છતે ચડ્યાં

એતો અને રે કજીસે લેંટો
બારે ગજ લેંટા આલ્યા
વિજળીયામેં ખોંડા લીદ્યાં
કેકા વળાં ન ડોકાં કે હદ્યાં
લેંટે વળવા મં માથાં રે જેલાં
ખરાળુમેં દેવતાં હોચલા
હરગુમેં હેડો રે વાળ્યો

આદિવાશ્યૂની કલાની વાત કરીએ તો આ વિસતારના આદિવાશ્યૂ અલેગ અલેગ કલામેં ઘણા પાકા સે. આ વિસતારના આદિવાશ્યૂની હૌથી વારૂ કલા પિઠોરા દેવની બાધા વખેત લખવામેં આવતું રંગીન ભીંતચિત્ર સે. તે સિવાય મોતીકામ, વાંસકામ, માટીકામ, લાકડાકામ ને ઊન કામની કલામેં હોત આચા જાણીતા સે. આ કલાને લીદે તેચાવ દેહ ને પરદેહમેં જાણીતા થીચા સે.

આ વિસતારનો દરેક માણેહ ઓસો કે વદારે પુણ કલાકાર જ સે. તીમેં પુણ સંગીત મેં તેચાનું માનીતું વાજુ પીહી સે. તેચા પીહો કે હુગટો હોત વગાડે સે. કામ કરતે થાક લાચગો હોચ કે જંગેલમેંથા એખલા જતે આદિવાશ્યૂ પીહીના મીઠા સૂર રેલાવેસે તૅર ઝાડ બીડ જંગેલ ખૂસ થી'ન નાચતા હોચ એવું લાગે સે. આદિવાશ્યૂ સોરીઓ, બાચડીઓ હોત ગીતાં ગાવા હોર જાણીતી સે. બે કે તેંણ સોરીઓ લગેન હોચ કે મેળો કે પાણગામેં મીઠા અવાજથી વારૂ ગીતાં ગાવેસે.

**પિઠોરાની ચિત્રકલા :**

પિઠોરા દેવનું ભીંતચિત્ર એ આદિવાશ્યૂની એખ જાતની ધારમિક કલા કી' હકાચ. આ ચિત્ર આમતો પિઠોરાના લગનની જાનનું સે. પિઠોરાની બાધા જે ઘૉરધણીએ રાખી હોચ તીને ઉજેવા હોર ગુજરીને દાહડે હવારેથી રાત હુદીન ઘૉરની મોટલી ભીંત પર પિઠોરો ચિતરનારા જેચા લખારા કહવાચ સે પિઠોરાનું ચિત્ર દોરેસે જે પિઠોરો લખવો કહવાચ સે. આ ચિત્ર આસરે દહ હાત લાંબુ ને સો હાથ પૉ'ળુ હોચ સે.

હૌથી પેહલા લખારા પિઠોરો લખવાની ભીંતને ધોળી મટોડી જે પાંડુ કહવાચ સે તીનાથી ડોડિયા ને દાહડે ધોળેસે. પસેન ગુજરીને દાહડે લખારા પિઠોરા લખવાના રંગ તીચાર કરે સે. મટોડીનું નાનલુ વાહણ જે કટવી કહવાચ સે તીમેં કે નરિયોળની કાચલીમેં રંગ તીચાર કરવામેં આવે સે. બદા રંગનો હૂકો ભૂકો વાપરવામેં આવે સે. જેમેં લીલો, પીળો, લાલ, હીંદૂરિયો ને ગળી જેવો ભૂરો જે કાળો કહવાચ સે અહલા બદા વપરાચસે. કટવીમેં દૂધ, ફીલીકલર ભેગા કરીકને તીમેં રંગનો ભૂકો નાંખવામેં આવે સે. થોડા મૂડાના દારૂના ટીપાં હોત ધારમિક વિદિ હોચકને નાંખવામેં આવે સે. બદા રંગો આચી રીતે તીચાર કરી ઘૉરધણી જોળે હૌથી પેહલા ચિત્રના ડાબા હાતે ઉપર ને જમણા હાતે નીસે રંગની પીંછી મરાવી પિઠોરો લખવાની સરૂઆત કરે સે. મોટલી ભીંત પૅર લખારા ચિત્ર લખેસે. આજુ બાજુની બે ભીંત પર ઘૉરના માણહુ ને સીખનારા ચિત્રો લખેસે.

પિઠોરોમેં દોરાતા ઘોડા હોર બીબુ તીચાર કરલું હોચ સે જે 'ડીબુ' કહવાચ સે. પતરા પૅર ઘડ, મુંડુ ને પોગ કાપીને આ ડીબાં તીચાર કરલા હોચ સે જે ભીંત પર મેશીન પાળિયાથી કે ચપ્પુથી કે તીરથી ઘોડાની લીટીઓ દોરવામેં આવે સે. આ સિવાચ ઘોડાના કાન, પૂંસડી ને અસવાર લખારા હાતથી લખે સે. પિઠોરામેં રંગ પૂરવા હોર વાંહની પાતળી લાકડીને એક સેડે ટીચીન પીંછી બનાવામેં આવે સે. બધા ચિત્રો મેં રંગ પૂરાઈ જ્યા પસેન ચાંદીના રંગની કિનાર દોરીન ને ટીપણા કરીન ચિત્રોને વારૂ રૂપાળા બનાવામેં આવે સે. પિઠોરાનું આખુ ચિત્ર ખૂબ રૂપાળુ હોચસે જે મેં ચાર વીહુ જેતરા અલેગ અલેગ ચિત્રો લખવામેં આવે સે.

પિઠોરાના ચિત્રની ચારે બાજુ કાળા રંગના પો'ળા પટ્ટા લખવામેં આવે સે જે ધરતીની હદ કહવાય સે. ખાલી નીચેની બાજુ વચમેં અંદર આ'વાનો રસ્તો રાખવામેં આવે સે જાં ચોકી કરવા હોર એખ કે બે વાઘ દોરવામેં આવે સે. જેયાના પોગ નીસે ભૂંડળુ દબાયલું હોય સે. આ પટ્ટામેં વચમેં ચોરસ ઘાટ દોરી અલેગ અલેગ રંગ પૂરવામેં આવે સે. પિઠોરામેં ડાબી બાજુ ઉપરના ખૂણે સૂરજ ને જમણી બાજુ ઉપરના ખૂણે ચાંદો દોરવામેં આવે સે. વચમેં પિઠોરાના પાંસ મુખ્ય ઘોડા- ગણેહનો ઘોડો, પિઠોરાનો ઘોડો, પિઠોરીનો ઘોડો, ઇંદરાજનો ઘોડો ને હૂડોળનો ઘોડો દોરવામેં આવે સે. આ ઘોડાવની ઉપેર કે નીસે ગહળા જેવો વાંકો ચૂંકો લાંબો પટ્ટો દોરવામેં આવે સે જે અછાડ કહવાય સે. આ પટ્ટામેં ચોરસ ઘાટ દોરીને રંગ પૂરવામેં આવે સે. પટ્ટાની ઉપેર ત્રિકોણ ઘાટ દોરવામેં આવે સે જેની ટોચે ફૂલ દોરવામેં આવે સે. વચમેં પોધાં હોત દોરવામેં આવે સે. અછાડના અગોળના છેડે કમળનું ફૂલ દોરવામેં આવે સે.

પિઠોરાના પાંસ મુખ્ય ઘોડાવ જોળે બીજા ઘોડાવ હોત દોરવામેં આવે સે. જેમકે કનીહરનો ઘોડો, સાડદાનો ઘોડો, કાત્રીયાનો ઘોડો, રાણી કાજલનો ઘોડો, જાતરનો ઘોડો, કંદોરાના દેવનો ઘોડો, કંદોરાની રાણીનો ઘોડો અહલા બધા. ઘોડાવની નીસે પિઠોરાના ચિત્રની વચમેં રાજા ભોજનો અંબાડી વાળો હાથી દોરવામેં આવે સે. અંબાડીમેં વહી-લખારી દોરવામેં આવે સે જે વિધિના લેખ લખનારી કહવાય સે. પિઠોરાના આખા ચિત્રમેં બીજા ઘણા ચિત્રો દોરવામેં આવે સે જેમકે સૂપડ કન્નો- હૂપડા જેવા કાન વાળો માણેહ, એખ ટાંગિયો- એખ પોગવાળો માણેહ, બાર માથાનો ધણી, બાબા હોઢળ, ગામદેવ, વાળુહણ, હાદરજા દેવની ઊંટ સવારી, લગેનની વસ્તુઓ લાવનાર વાણિયાનું જોડું, શિકાર ખેલતા ડામોર દેવ, ઢાક વગાડી ગાતો ટીંટિયો જોષી, તાડ પર ચડતો માણેહ, કૈડો કણબી, આભો કણબી, દૂધ કાઢતી બાયડી, ભાત લી' જતી બાયડી, ઘોડાગાડી જોળે ઘોડાવાન, કૂવામેંથા પાણી ખેંચતી પનિહારી, વલોણુ ફેરવતી બે બાયડીઓ, પોલીસ ચોકી, નાગ બાવો.

આ સિવાય જનાવર ને જીવજંતુ મેં કૂતરો, કૂકડો, કૂકડી, વીંછી, ભેંસને પાડુ, કોળ્યો, વાંદરા, માંકડા, ગૂંગોણ, હાલોણ, હરેણ, મધપૂડા ને મધમાખીઓ અહલા દોરવામેં આવે સે. જોળે વાવ, ખેતર, કોઠાર, છત્રી, ઘડિયાળ, હેન્ડપંપ, અધ્ધરિયુ, ભૂટકાણિયુ, હેલીકોપ્ટર, રેડિયો, ટેલીવિઝન હોત દોરવામેં આવે સે. પિઠોરાની ડાબી બાજુની ભીંત કે જાં ઘૉરના માણહુ ને સીખનારા ચિત્રો દોરેસે તાં ડાબી બાજુ હૉથી ઉપેરના ખૂણે નકટી ભૂતેંણનું ચિત્ર દોરવામેં આવે સે. પિઠોરાના બધા ચિત્રો રંગીન હોય સે પુણ આ ચિત્ર સાણ મટોડીના લીપેણ ઉપેર ધોળા રંગથી દોરવામેં આવે સે. આજ ભીંત પર નીસે આગગાડીનું ચિત્ર દોરવામેં આવે સે.

આવી રીતે પિઠોરાનું વારૂ રંગીન ભીંતચિત્ર તીયાર કરી પિઠોરની બાધા ઉજવવામેં આવે સે જેમેં આદિવાશ્યૂની કલા ખૂબ દેખાય આવે સે. પિઠોરા લખવા માટે સુરસી, મલાજા, ગાબડિયા ને બરોજના લખારા જાણીતા સે.

**મોતી કામ :**

આદિવાશ્યૂ સોરીઓ ને બાયડીઓ ઘરેણા પે'રવાની ખાસ સોખીન સે. જાતેજ કીડીયાંની માળા બનાવી લેય સે ને નીં આવડે તીને બનાવી આલેસે. કાનમેં પે'રવાની બુટ્ટી હોત આયા કીડીયાંની બનાવે સે. નાનલા મોટલા રંગીન કીડીયાં ભેગાં કરીકને બનાવલી આ માળાઓ તીમના રૂપમેં વધારો કરે સે.

**વાંહ કામ :**

છોટા ઉદેપુર વિસતાર કુદરતી સંપત્તિથી ભરેલો હોયકને આદિવાશ્યૂ અલેગ અલેગ ઝાડનો કલા કારીગીરીમેં ઉપયોગ કરેસે. વાંહ આ વિસતારમેં ઘણા થતા હોયકને આદિવાશ્યૂ વાંહ કામની કલામેં પાકા સે. વાંહમેંથા અલેગ અલેગ વસ્તુઓ બનાવે સે. આદિવાશ્યૂ સંગીતના સોખીન હોયકને વાંહમેંથા પીહીને પીહા બનાવીન વગાડે સે.

તીવાર ને લગેન મેં પીહી ને પીહા ખૂબ વગાડે સે. વાંસમેંથા ચારલી, હૂપડા, બાહડા, કંડિયા ને પાટી હોત બનાવેસે. અનાજ ભરવા હોર મોહેટી હોત વાંહમેંથા બનાવેસે.

**માટી કામ :**

આ વિસતારના આદિવાશ્યૂ મટોડીમેંથા અલેગ અલેગ રૂપાળા વાહણો બનાવા હોર જાણીતા સે. મટોડીમેંથા અલેગ અલેગ રોજના વપરાસના વાસણો બનાવે સે. રાંદવામેં આદિવાશ્યૂ મોટે ભાગે મટોડીના જ વાહણો વાપરે સે જે મેં રોહ્ના હેકવા હોર ઠીકરૂ, દાળ કરવા કાંઠો, હાણના હોર તવલો, ખાવા હોર તાવી, પાણી ભરવા ભૂટવો, હાંડલુ, બથ, વાડકા, ગાગેર બધુ મટોડીમેંથા બનાવે સે. તાડી માટેનું પોક્યુ હોત મટોડીનું હોય સે. આ સિવાય દેવની પૂજા કરવા ઘોડા, હાથી, ઊંટ, વાઘ હોત માટીમેંથા બનાવામેં આવે સે.

**લાકડા કામ :**

લાકડામેંથા રૂપાળી મૂર્તિઓ બનાવા માટે ગાંઠિયા, ગાબડિયા ને પીપલેજના કારીગરો જાણીતા સે. જેયાવ લાકડાની રૂપાળી મૂર્તિઓ ઘડી પોતાની કલા બતાવેસે. તે સિવાય લાકડામેંથા ચાટવો, ઘડેલા બારી બારણા, ખાટલા, પાટલા, ખૂરશી, રમકડાં ને ખેતીકામના સાધનો બનાવે સે.

**ઊન કામ :**

આદિવાશ્યૂ બાયડીઓ ઊનકામ હોત વારૂ કરે સે. ઊન ને ગૂંથીને તેમેંથા ચૂંબેળ, સોરીઓને માથામેં નાંખવાના ઘૂમસા, સોરાવને રૂમાલે નાંખવાના ઘૂમસા ને કેડે બાંદવાના કહડા બનાવા હોર તીમનું નામ ને કામ જાણીતું સે.

આમ આયા વિસતારના આદિવાશ્યૂ અલેગ અલેગ કલામેં પાકા સે ને તેયાવ તીમની કલાઓ વારૂ બતાવી જાણેસે. તેયાવની કલાને લીદેજ દેહ ને પરદેહમેં આદિવાશ્યૂ કલા જાણીતી થી' સે. આદિવાશ્યૂની આ કલાજ તીમની સંસ્કૃતિને જીવતી રાખે સે.

O

## આદિવાસી સમૂહ ગીત

*ખાનદેશમેંથા રાજેન્દ્ર પાવરાએ મોકલાવેલ આયુ ગીત અહીં પાવરી બોલીમેં જ આપલુ સે.*

શૂર આમૂ વિર આમૂ આદિવાસી, આમૂ આદિવાસી
કાય કુણીને ડર આમૂ આદિવાસી, આમૂ આદિવાસી
દેહ દેવ ધર્માકરતા લેધ આમૂ ખૂન...૨ ॥ ધૃ ॥

આઇને પેટમાં લાગી આમૂહ લવણેને રીત...૨
દંઘૂલીને ભિલખા હાતે જુડ્ય આમરોં નાતો...૨
લાખ સંકટ ઝેલહૂ અહલા આમૂ આદિવાસી ॥૧॥

જિકીને, લઢીને મન્નૂ યજ આમ્હું મુંદૂ...૨
લઢીને મન્નૂ મરીને જીવણૂ યજ આમ્હું મુંદૂ...૨
સવલતનકરતા એક ઓચીને લવણારા આમૂ આદિવાસી ॥૨ ॥

રાજેંદ્ર માંગત્યા પાવરા
મુ.રાડીકલમ

# રાજસ્થાનના ભીલુ નો ઈતિહાસ ને વિકાસ

અર્જુનસિંહ શેખાવત

*ગુજરાતના ગોદરિયા ઘમી આવલા રાજસ્થાન રાજમેં હોત ઘણા ભીલુ રે' સે. આયા ભીલુના ઈતિહાસનો અભ્યાસ કરલો સે અર્જુનસિંહ શેખાવતે. તેયા ઘણા વરહુથી રાજસ્થાનના ભીલુ મેં સંસોધન કરે સે ને તીની સોપળીયુ હોત બા'રે પાડે સે. અહીં રાજસ્થાનમેં ભીલુ કાંથા આયવા તીમનો ઈતિહાસ હું સે તે ને તીમનો ક'કમ વિકાસ થ્યો તીની વાતુ કરવામેં આવલી સે.*

ભારતમેં આસરે ૫૦૦ આદિવાશ્યૂની જાતો સે. આયા આદિવાશ્યૂમેં ભીલ મુખ્ય સે. રાજસ્થાનમેં દક્ષિણાચલ એતરેકે મેવાડ પ્રદેસમેં તીમની વસતી વદાર સે. કવિરાજ શ્યામલદાસે પોતાની ઈતિહાસની સોપડી 'વીરવિનોદ' (પેહલો ભાગ) નાં પાન નં. ૧૯૬ પૅર વિક્રમ સંવત ૧૯૪૭ની વસતી ગણતરી પરમાણે ૧૩૪૪૨૯ ભીલુ બતાવલા સે. ઈ. સ. ૧૯૬૧ ની વસતી ગણતરી પરમાણે ૯૦૬૭૦૫ ભીલુ બાંસવાડામેં હોતા, જેયા કુલ વસતીના ૪૪.૦૧ ટકા હોતા. હાવ આયી વસતી આસરે ૨૫ લાખ જેતરી સે. આમ ૧૯૬૧ થી ૧૯૮૧ હુદીમેં તીમની વસતી બે ગણી થી'જી'. રાજસ્થાન મેં હોથી વદાર ભીલુ બાંસવાડા મેં ૫૮૨૭૨૩ (૩૧.૭૫%) ને બીજા નંબરે ઉદયપુરમેં ૧૮૪૦૯૬૬ (૨૧.૩૩%) સે.

આતરી મોટલી સંખ્યામેં રે'તા ભીલુ ક'કમ નીમટ્યા ને તીમનો ઈતિહાસ હોત ખાસ સે.

## ભીલુ નીમટવાની અલેગ અલેગ વાતુ

આયા સંબંધમેં વિદ્વાનો (ખૂબ ભણેલા) નું હરખુ માનવું નીં મેં. તીમના નીમટવામેં ઘણી અલેગ અલેગ વાતુ સે. કેતરીક વાતુ અયે સે.

૧. ભીલ સબ્દ સંસ્કૃત ભાષાના 'ભિલ્લ' મેં થા બયનો સે.

૨. મહાભારતના વખેતમેં ભીલુને નિષાદ કે'તા હોતા.

૩. શુદ્ર ને નિષાદમેં એતરોજ ફરેક કે જેયા વર્ણ ઘર્મને માની લેદો તેયા શુદ્ર કે'વાયા ને જેયા તીને નીં માયનો તેયા નિષાદ રી'જ્યા ને તીમને પાંસમા વર્ણના નામે માનવામેં આયવા.

૪. રોબર્ટ શેફરે નિષાદને ભીલુના પૂરવજ માયના સે.

૫. મહાભારત હતેણ જુડાયલા હરિવંશ પુરાણમેં ભીલુની ઘણી વાતુ જોવા મલે સે. ભીલુની જાત એતરી જૂનલી સે કે ઈસુના ૫૦૦ વરહુ પેહલા ની જાતિમેં તીમને ગણવામાં આવે સે.

૬. સરૂઆતમેં આયી જનજાતિ પુલિન્દ ને વનપુત્રના નામથા ઓળખાતી હોતી. ભીલ સબ્દની સરૂઆત ઈ.સ. ૬૦૦ મેં થી'.

૭. તીમનામેં સંસ્કૃતના સબ્દ નીડ (પાણી) ને ભિલ્લ(ભીલ) જેવા સબ્દ આજે હોત મલે સે. ગુજરાત ને

દેપટાના ભીલુ કેય તેયા સિસોદિયા રાજપૂત હોતા. ડુંગરામેં રી'ન ને ભીલ સોરીયું જોળે લગન કરીન હમુ ગરાસિયા ભીલ કે'વાયા. ખાખડ, માંડવા, જાવર, ચીણવદા, અમરપુરા ને સીગટવાડા બદા પાલોના ભીલુ પોતાને રાવત પૂજાં ના વંસમેંથા આયા એવુ માને સે. કે'સે હમુ સિસોદિયા રાજપૂત હોતા. મહાડમેં આવીન રીયા, ઘુટારીની જગા ગાય મારીન ખાય જયા, ભન્તા હોય જયા એતરે ભીલ થી' જયા. આયા લોકુ તીમને ખારડી જાતના ભીલ માને સે ને હનુમાન, ભૈરવ, ઋષભદેવ ને અંબા દેવીને માને સે. બીલકવાળા તીમને ચૌહાણ ને હાડા રાજપૂત કેય સે ને તીમનું અસલ વતેન હાડૌતી વિસતાર બતાવે સે. આયા લોકુ અદ્ધારી નામથા ઓળખાય સે. અચી રીતે કાગદર ના ભીલુ પોતે રાઠોડમેંથા ભીલ થ્યા એવુ કે' સે. કેવડાની નાલ પશ્ચિમમેં રે'વાવાળા ભીલુ ને પૂરવમેં પ્રતાપગઢની હદ હુદી રે'વાવાળા પોતાને મીના કે' સે.

## ભીલી મત

ભગવાન શિવે હૌથી પેહલુ બીલીનું ઝાડ બનાયવુ એવુ ભીલો માને સે. એખ આદમી આયા બીલાના ઝાડના પાયળા ને ફળ લી'ન શિવજીને પૂજામેં ધરવા લાયગો. ધીરે ધીરે એયુ ભાળનારા વદતા જયા. પેલો આદમી પૂજારી હોઈ જયો, તે જગા પૂજવાની થી' જી. તેયા પૂજારીને બદા બીલા કે'વા લાજયા. પસેન બીલાનું ભીલા હોઈ જયુ ને તીના સોરાંવ હોત આયા નામથાજ ઓળખાવા લાજયા. આયા સોરાંવ ભીલા નામથા આજે હોત સે. કોયપુણ ભીલ પોતાને ભીલા જ કે'સે. શિવ ભીલુનો પેહલો દેવ સે. ભીલુની વસતીમેં શિવજીનું મંદિર કે સોતરો મલહે. બીલીના ઝાડ જંગેલમેં ઘણા હોય સે. તીના ફળ ને પાયળા શિવજીને ધરાવે સે. બીલા પેહલા ભીલુ ખાતા હોતા ને તેયા તરબૂચ જેતરા મોટલા હોતા. તીનું ૧૦૮ જેતરી જાતનું ખાવાનું બનતુ હોતુ. દવા હોત બનતલી. આયુર્વેદમેં આજે હોત બિલ્વચૂર્ણ ને મુરબ્બો દવાના કામમેં આવે સે.

## ઐતિહાસિક વાતો

ભીલુનો ઇતિહાસ સ્વાભિમાનપૂર્ણ ને સાહસિક રે'લો સે. એખ બાજુ તેયા રાજપૂત રાજાના મદતગાર રીયા તો બીજી બાજુ પોતાના રાજ હોત બનાયા. આયા ભીલ રાજાવના નામ પેરથા રાજસ્થાનમેં કેતરાક સે'ર ને ગામના નામુ હોત પયડા. ડૂંગર્યા ભીલના નામ પેરથા ડૂંગરપુર, બાસિયા ભીલના નામ પેરથા બાંસવાડા ને કોટ્યા ભીલના નામ પેરથા કોટા એવા સે'ર થીયા. પાંસમી સદ્દી સદીમેં ઇડર પૅર એખ ભીલ સરદાર રાજ કરતો હોતો જેનું નામ હોતુ મુન્ડલિયા બાપા, તીનો જલમ ગુહિલ પસેન ૮ મી પેઢીમેં થીયો.



રાજપૂત રાજાના હુમલા ભીલ રાજાવ પૅર થતા રીયા. અજીયારમી સદીમેં મેવાડ ને મધ્યપ્રદેશના ઘણા વિસતારમેં ભીલોનું રાજ હોતુ. ધીરે ધીરે રાજપૂત રાજાવે ભીલોના રાજ જીતી લેદા ને ભીલુ હોત હાર માની રાજ

વગેરના હોઈ જયા ને જંગેલમેં સલામત જગાએ જતા રીયા. વસલા વખેતની હાલતની કેતરીક વાતુ બાબરનામા, હુમાયૂનામા, ટેવનિયર, માનૂમી જેવી પરદેહની સોપળીમેં જોવા મલેસે.

અબુલ ફજલની સોપળીમેં 'આઇને અકબરી' નું નામ લી'ન કર્નલ ટોડે જુવાન ગુહાના રાજતિલકની વાત કરતે લયખું સે કે ગુહા વદાર કરીન જંગેલમેં ભીલુ જોળે રે'તો હોતો. તીનુ જોર બામુણોથી વદાર ને ભીલુ જેવુ થી' જયુ હોતુ, કારણ તેયો આ વનપુત્રોનો ભાઇબંદ હોતો. ભીલુએ જૅર પોતાનો રાજા પસંદ કરવાનું નક્કી કયરૂ તૅર ગુહાને પસંદ કયરો. એખ ભીલ જુવાનિયાએ તીની આંગળી કાપીન તીના લોહીથી રાજતિલક (ટીપણુ) કયરૂ. આયી વાત વરહોના વરહો લગી સાયલી. અગૉળ જતે તેયા ગુહિલોત કે ગહલોત કે'વાયા.

આયી રીતે બાપા રાવલને રાજા બનાવામેં તીના બે સાથીઓનું ખૂબ મહત્ત્વ સે, ને તેયા બેવ ભીલુ હોતા. ભીલુને મોરીની ગાદી પૅર બેહવાવાળા નવા રાજકુમાર માથા પૅર પોતાના લોહીથી રાજતિલક કરવાનું નસીબ મયલુ. આજે હોત આયા રિવાજને લેદે ઓગના ને સુન્દરીના ભીલ વંસજોને બાપા રાવલ ના વંસજોને રાજતિલક કરવાનો અદિકાર સે. કર્નલ ટોડે અગૉળ લયખું સે કે ભીલ ટીપણા કયરા પસેન રાજકુમારને તીના હાતમેં ઉંસકીન ગાદી પૅર બહાડે સે ને આરતી કરે સે.

આવી રીતે રાજપૂત રાજાવે ભીલુને ખાસ માન આયલુ, ભેટમેં જાગીરો આયલી ભીલુને સત્તામેં ભાગીદાર બનાવીને પોતાના રાજને વદાર સુરક્ષિત બનાયવુ. ઈ.સ. ૧૧૯૦ મેં ભીલ રાજા જેતસીને ગુજરાતના રાજા ભીમદેવ (બીજો) જોળે પોતાની સોરીનું લગન નીં કરવા હોર લડાય કરવી પળી હોતી.

## પ્રતાપનો ભીલુ જોળે સંબંધ

૧૬ મી સદીમેં રાણાપ્રતાપે અકબર હતેણ ૨૫ વરહુ હુદી લડાય કયરી. ભીલુનો પૂરો સાથ હોયકને મહારાણા પ્રતાપ લડી હયકા ને તીમનું નામ જાણીતુ થ્યુ. અયુજ કારણ સે કે તે વખેતના મેવાડના રાજની નિસાનીમેં એખ બાજુ ચિતોડના કિલ્લાની જોળે પ્રતાપ સે ને તૅણ કામઠી લી'ન ભીલ સરદાર સે. આવી જ રીતે કુશલગઢના રાજની નિસાનીમેં હોત એખ બાજુ રાજપુત ને બીજી બાજુ ભીલ સે. કુશલગઢમેં ૧૨ ટકા વસતી આદિવાશ્યૂની સે. અહીં ભીલ સરદાર પોતાના લોહીથી રાજકુમારના માથા પૅર ટીપણું કરે સે.

## માનગઢ હત્યાકાંડ

માનગઢના ડુંગર પૅર ૭ ડિસેમ્બર, ૧૯૦૮ ને દાહડે આસરે એખ લાખ ભીલુ પોતાના ધર્મગુરૂ ગોવિંદ ગુરૂ જોળે ભજન કરવા હોર ભેગા થીયા હોતા. આયી જગા બાંસવાડા ને ગુજરાતની હદ પૅર આવલી સે. ગોવિંદ ગુરૂ એખ સમાજ સુદારક પુણ હોતા ને ક્રાંતિકારી નેતા પુણ હોતા. ભીલુ જોળે કરાવાતી વેઠ ને અદિકારીઓ તીમની જોળે જે જંગલી જેવો વે'વાર કરતા હોતા ને જુલમ કરતા હોતા તીની હામે ગોવિંદ ગુરૂ પયળા હોતા. બ્રિટીશ પોલિટિકલ એજંટને ખબર પળી જી'. ખૅરવાડા ને ગોધરાની અંગ્રેજ સેના જોળે દેસી રજવાડાની સેના પુણ હોતી. માનગઢના ડુંગરને સારે પાથી ઘેરી લેદો. ટેકરી પર તોપ ચડાવીન ગોળા સોયળા. આખા પહાડી જંગેલમેં અવાજો આયવા. ભોળા આદિવાસી ભગતુ આયી બદી રાજરમત હમજયાનીં ને ભજન કરતા રીયા.

અંગ્રેજ સેનાએ તીમની મશીનગન ને તોપોથા ભીલુ ને આહણીક નાંસ્યા. સારે બાજુ કીરીયા, ભાગંભાગ થી' ર્યુ. પુણ જાય તો કાં જાય ? સારે પાથી બદાને ઘેરી લીદા હોતા. સેલ્લા ગોવિંદ ગુરૂને ધરી લેદા. તેયા ભાગવુ હોતુ તો ભાગી હકતે, હતાય જતે પુણ તીને તે નામરદાઇ હમજતા હોતા. પસેન બગાવતનો કેસ સાયલો ને તીમને

ફાંસી આલવામેં આયવી. આમેં પંદેરહો ના મોત તો તે વખેતના સરકારી આંકડાં પરમાણે હોતા પુણ તીમની સંખ્યા હજારોમેં હોતી.

## એખ બીજો હત્યાકાંડ ને તેજા ભીલ

આયો સિરોહી ભીલ હત્યાકાંડથા જાણીતો સે. ૧૯૨૨ મેં સિરોહીના દિવાન રમાકાંત માલવાય તેજાજી ને મલવા હોર જયો. તે વખેત અંગ્રેજયા બાલોલિયા ને ભૂલા ગામુ હળગાઇ દેદા. તેજાજી ઘણીવાર જેલમેં જયો. ૫ ડિસેમ્બર ૧૯૬૬ મેં ઉદયપુરમેં તેયો મટી જયો. સિરોહીના હત્યાકાંડમેં ઘણા ભીલુ મટી જયા.

મેવાડના મહારાજા ભીલુ જોળે વેઠ કરાવતો હોતો ને તીમની પૅર જુલમ હોત કરતો હોતો. એખ મોતીલાલ તેજાવત જેયો જાગીરદારને તાં કામ કરતો હોતો તેયો નોકરી સોળીન રાજાની હામે પયળો. જુલમ, શોષણ મેંથા ભીલુ ને આઝાદ કરાવા હોર તીમને ભેગા કરીન આંદોલન કયરૂ. આયુ આંદોલન 'એકી આંદોલન' ના નામથા ઓળખાય સે. તીની અસર રાજસ્થાનની જોળે જોળે ગુજરાતમેં હોત પયળી. આયા આંદોલનમેં બદા નક્કી કયરૂં કે 'લાગો નીં આલીએ ને વેઠ નીં કરીએ'.

નીમડી(ગુજરાત)મેં ભારે સંખ્યામેં ભીલુ ભેગા થ્યા. બીજી બાજુ સરકાર જોળે તેજાવતની સમજુતીની વાતુ સાલતી હોતી ને એખદેમ સેનાના સૈનિકોએ ગોળીઓ સલાવાની સરૂઆત કયરી જે મેં બારસો ભીલુ મટી જયા. અહીંથી ભીલુ તેજાવતને હતાળી દેદો. તેજાવત આઠ વરહુ હુદી હતાય ર્યો.

## ગોગા ભીલનો ભોગ

ગોગા પીપલિયા મેં રે'તો હોતો. મેવાડનો રાણા જયસિંહ જૅર જયસમંદની દક્ષિણની પાળ બંદાવતો હોતો તૅર દાહડે બાંદેલી પાળ રાતે પળી જતી હોતી, ઘણી તખલીફ હોતી. લોકગીતમેં હોત એખ લીટી આવે સે 'દનડે તો બંધાયો ઢેબરિયો ને રાત ફૂટે રે તલાવ'- દાહડે ઢેબરિયાની (જયસમંદ તળાવની) પાળ બંદાય સે ને રાતે તૂટી જાય સે. એખ રાતે રાણાને હપણુ આયુ કે જો ઘરિયાવદ(પીપલિયા) ના ગોગા ગમેતીને પાળમેં જીવતો સણી દેવામેં આવે તો પાળ નીં તૂટે. રાણો પીપલિયા જી'ન ગોગાને આયી વાત કીદી. ગોગા તીયાર થી' જયો. જીવતા ગોગાને સણી દેદા પસેન પાળ હોત તૂટતી બંદ થી' જી'. આયો ગોગા રાવતોનો નેતા હોતો. તીના વખાણ કરતે ગાયસે-'ગોગસવાત ઉદેપુર રો મહણિયો તારે સૈલો મુજરો કરે'. આયા ભોગના બદલામેં રાણાએ પીપલિયા ગામને આઝાદ કયરૂને આખુ ગામ સલાવાનો અદિકાર ગોગાના કટમને આયલો. એતરૂજ નીં આયા કટમને ન્યાય કરવાનો અદિકાર હોત આયલો જે મેં તેયાવ સો મઇના હુદીની સજા હોત કરી હકતા હોતા. સેહ્વા રાજા ભૂપાલસિંહ હુદી આયો અદિકાર રીયો. જૅર હોત રાણા આયા વિસતારમેં થા નીકળતા તૅર પીપલિયા ગામની હદ સરૂ થાય કે સવારી પેરથા નીસે ઉતરી જતા ને પોગે સાલતા જી'ન ગોગાના ઘૉરવાળાને મલતા હોતા. લોકુના ભલા હોર ગોગાનો ભોગ કદી નીં ભૂલાય તેવો સે.

## યાદ રાખવાની નિસાની ને તેવા બાંધકામ

ભીલુની વીરતા ને ભોગને કારણે ઘણા બાંધકામ કરવામેં આયવા, ભીલુ સિવાય બીજા લોકુના હોત થાનક બયના સે. તીમને લોકદેવતા કે'વામેં ને માનવામેં આવે સે. વેણીયો ભીલ મોગલો જોળે ઘણી હીંમતથીન લયડો હોતો. ભીલુ અંગ્રેજયા જોળે હોત લયડા. ભીલુ ભગત હોત હોયા.

## ભાગદોડ

બેકારીથી હેરાન થી'ન ઘણીવાર ભીલુને ઘૉર સોડીન મજૂરી કરવા બાહેર જવુ પળે સે. દુકાળમેં હોત આવુજ થાય સે. હાવ તેચા આજુબાજુના સે'રમેં મજૂરી કરવા જાય સે. ઘણા ભીલુ સે 'ર મેં રી' જયા સે. વનપુત્ર કે પર્વતપુત્રના ખાવા પીવામેં, રે'વામેં, પે'રવામેં ને ભાષાને સંસ્કૃતિમેં બદલાવ આવી ર્યો સે.

## ધર્માન્તરણ

આદિવાશ્યૂ મનના ભોળા હોય સે. એતરે ઠગાય જાય સે. મિશનરીઓ લોભ લાલચ આલે સે. સુખ દુખમેં કામ આવે સે. મફત દવાઓ આલે સે. નિહાળને દવાખાના હોત ખોયલા સે. તીમને પશ્યા હોત આલે સે. તીમનું ખરૂ કારણ ઘરમ બદલવાનું સે. આવી ઘણી વાતો બનેલી સે. ઘણી જગાએ વાંસવા હોત મયલુ સે. આચી વિસારવાની વાત સે.

## પર્યાવરણ પ્રિયતા (હવા પાણી ગમવાની વાત)

ભીલુ ડુંગરો મેં રે'નારા સે. પર્વતપુત્ર કે વનપુત્ર સે, એતરે આજુબાજુના હવાપાણી ગમે તે હમજાય એવી વાત સે. ઝાડની પૂજા હોત કરે સે. જડીબૂટીથી દવા હોત કરે સે. ઝાડના નામ પેરથા સોરાંવના નામ હોત રાખે સે.

પીપળાના ઝાડ વદાર હોયકને આખા ગામનું નામ પીપળી કે પીપળિયા રાખે એવા ઘણા ગામુ સે. અચી રીતે બીલાના ઝાડથા બિલડિયા, મહુડાના ઝાડથા મહુવાડા, બરૂથા બોરૂવાડા, કંથાર થા કંથારિયા, આંબલીથા આંબલિયા ને બોર થા બોરી નામના ગામ સે. વડના ઝાડ ઘણા હોયકને એખ ગામનું નામ કોરાવડ રાખી દેદુ જેયુ આજે કુરાવડ નામથાઓળખાય સે. મીઠાનીમ ગામમેં મીઠા લીમડા વદાર સે. ધાવડિયા ગામમેં ધાવડીના ઝાડ ઘણા સે. મોઢની વદાર ખેતી થતી હોયકને એખ ગામનું નામ મોઢક સે.

ઝાડને કાપે નીં એતરે ભીલુ તીની હેટે દેવનું થાનક બનાવે સે. આચા દેવને ઝાડના ટેકે કોય પથરા પર મેશીન હિંદૂર લગાડવામેં આવે સે. કોય જગાએ ઝાડમેં માણહનું ચિત્ર, ત્રિશૂલ કે સાથિયો દોરીને હિંદૂર લગાવામેં આવે સે. માણહુ તીને દેવ હમજીને નીં કાપતા. આચા કારણે અહીં જૂનલા ને મોટલા ઘણા ઝાડ જોવા મલેસે. બદાથી વદાર મહત્ત્વનું ઝાડ અહીં 'કેજિરિયા રોમેંટોસા' સે જીનો ઘેરાવો ૨૬ ફૂટ કરતે વદાર સે. આયુ દેહનું હૌથી મોટલુ ઝાડ હોય તે નવાય નીં.

વલ્લભનગરમેં (સીડ તાલુકો) તો ઝાડ કાપવુ તો ઠીક કોઇ તીનું પાયળુ હોત નીં તોડી હકતુ. જરૂર હોય તૅર સભા બોલાવી મંજૂરી લેવી જરૂરી સે. રાજસ્થાનના વિશ્નોઇ જાતના ગામ ખેજડલામેં એખ ખિજડાના ઝાડને કપાતુ રોકવા હોર ઘણા વિશ્નોઇ આદમીઓ ને બાયડીઓ એચા ઝાડને ઝાલ લેદુ ને જાતે કપાયને શહીદ થી' જયા પુણ ઝાડ નીં કાપવા દેદુ. આચી એખ ઐતિહાસિક વાત સે ને તાં દર વરહે મેળો ભરાય સે. આના થી વદીન ઝાડ પાન ને હાસેવાની મોટલી વાત કઇ હોય ? એખ વાર સીડ ગામના એક માણહે અજીયાર પાયળા તોડી લીદા, તીને આયો ગુનો કરવા હોર અજીયારસો રૂપિયાનો દંડ થ્યો. આચી રીતે ભીલુ જંગલી જનાવર હોત હાસવે સે. હવા પાણી ને જંગેલ ની રખવાળ કરવા હોર આચા લોકુ વારૂ મે'નત કરે સે. એખ વાર એખ માણહે હેહલ્યુ મારી નાંચખુ તો તીને ગામજ સોડાવી દેદુ.

જેચા ભીલુની આતરી અસરો સે, ઐતિહાસિક ને સાંસ્કૃતિક વિસતારમેં મહત્ત્વનો ફાળો સે, તીમની રાજસ્થાનની વસતી પૅર વસાર જોડીએ તૅર આપળાને ખબર પળે સે કે સંવત ૧૯૪૭ મેં વસતી ગણતરીની વાત કવિરાજ શ્યામલદાસે તીમની જાણીતી ઐતિહાસિક સોપડીમેં આલેલીસે, તે વખેતના આંકડા પરમાણે મેવાડ રાજમેં તીમની વસતી ૧૩૪૪૨૯ ની હોતી. જેચી નીસે પરમાણે અલેગ અલેગ વિસતારમેં રે'તી હોતી.

| ક્રમ | વિસતાર | વસતી |
|---|---|---|
| ૧ | ઉદયપુર | ૨૮૮૩ |
| ૨ | ગિરવા | ૧૨૩૯૩ |
| ૩ | મગરા-સરાડા | ૨૪૩૩૨ |
| ૪ | સૈલૂમ્બર | ૮૨૫૩ |
| ૫ | કાનોડ | ૪૧૬૬ |
| ૬ | બસની | ૪૨૦૪ |
| ૭ | વાનસી | ૬૩૮૧ |
| ૮ | ઘરિયાવદ | ૨૩૯૧૫ |
| ૯ | ખૈરવાડા-ભોમટ | ૨૩૪૧૬૯ |
| ૧૦ | કોટડા-ભોમટ | ૧૩૮૩૩ |

મેવાડનું મહત્વ ઘણી રીતે ગણવામેં આવે સે. સટ્ટી સદીમેં તીનું મહત્વ તૅર વદી જ્યુ જૅર અહીં ગુહિલે એખ નવુ રાજ ઊભુ કયરૂ. હાતમી સદીની વસમેં આયા ભાગના વખાણ રાજાએ આયી રીતે કયરા, 'આધારે મેહપાહે ક્ષિતિતલે મુકુટે ચિત્રકૂટે ચકૂટે'

મેવાડમેં ભીલુના સરૂઆતમેં ૨૧જનપદ હોતા : ૧-ગિરવા, ૨-મેવલ, ૩-છપ્પન, ૪-મગરા, ૫-ભોમટ, ૬-ખૈરવાડા, ૭-કોટડા, ૮-ઝાલાવાડ, ૯-સેરનલા, ૧૦-સિયાલપટ્ટી, ૧૧- બોરાટ, ૧૨-મેરવાડા, ૧૩-મદારિયા, ૧૪-સિલોટી, ૧૫-બદનૌર, ૧૬-ખેરાડ, ૧૭-અવરમાલ, ૧૮-આંતરી, ૧૯-કુન્ડાલ, ૨૦-કાંઢલ, ૨૧-વાગડ. આ બદી જગાયે આદિવાશ્યૂ વસતી હોતી.

વરહ ૧૯૮૧ ની વસતી ગણતરી પરમાણે રાજસ્થાનમેં ભીલુની કુલ સંખ્યા ૧૮,૪૦,૯૬૬ જેમેં ૯૨૧૦૮૭ આદમીયું ને ૯૧૧૮૭૯ બાયડીયું જીલ્લા પરમાણે નીસે બતાયવુ સે તેમ રે'તા હોતા.

| ક્રમ | જીલ્લો | આદમી | બાયડી | કુલ |
|---|---|---|---|---|
| ૧ | ગંગાનગર | ૨૯૦ | ૨૩૫ | ૫૨૫ |
| ૨ | બીકાનેર | ૨૨૫ | ૧૯૮ | ૪૨૩ |
| ૩ | ચૂરૂ | ૫૩ | ૨૯ | ૭૨ |
| ૪ | ફૂંફનું | ૫૨ | ૪૨ | ૯૪ |
| ૫ | અલવર | ૧૯૩ | ૧૭૬ | ૩૬૯ |
| ૬ | ભરતપુર | ૨૮૦ | ૨૩૪ | ૫૧૪ |
| ૭ | સવાઇ માઘોપુર | ૫૯૮ | ૫૩૪ | ૧૧૩૨ |
| ૮ | જયપુર | ૮૭૮ | ૭૯૦ | ૧૬૬૮ |
| ૯ | સીકર | ૯ | ૨ | ૧૧ |
| ૧૦ | અજમેર | ૯૯૯૭ | ૯૬૧૧ | ૧૭૬૦૮ |
| ૧૧ | ટોંક | ૩૮૫૪ | ૩૭૫૮ | ૭૬૧૨ |
| ૧૨ | જેસલમેર | ૫૬૩૮ | ૪૮૯૪ | ૧૦૫૩૨ |
| ૧૩ | જોધપુર | ૧૯૫૩૭ | ૧૮૦૦૨ | ૩૭૫૫૯ |
| ૧૪ | નાગૌર | ૧૨૭ | ૯૪ | ૨૨૧ |
| ૧૫ | પાલી | ૭૯૫૪ | ૫૧૧૫ | ૧૫૦૬૯ |
| ૧૬ | વાડમેર | ૨૯૫૬૬ | ૨૬૭૭૮ | ૫૬૩૪૪ |
| ૧૭ | જાલોર | ૨૯૭૩૮ | ૨૭૩૭૩ | ૫૭૧૧૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮ | સિરોહી | ૨૬૫૪૧ | ૨૪૮૭૯ | ૫૧૪૨૦ |
| ૧૯ | ભીલવાડા | ૩૫૧૮૮ | ૩૩૯૨૫ | ૬૯૧૧૩ |
| ૨૦ | ઉદયપુર | ૧૯૮૩૦૯ | ૧૯૪૪૦૦ | ૩૯૨૭૦૯ |
| ૨૧ | ચિતોડગઢ | ૪૧૬૧૩ | ૩૯૦૫૪ | ૮૦૬૮૭ |
| ૨૨ | ડુંગરપુર | ૧૬૨૪૪૮ | ૧૬૯૪૨૩ | ૧૩૧૮૭૧ |
| ૨૩ | બાંસવાડા | ૨૯૧૩૭૧ | ૨૯૧૩૫૨ | ૫૮૨૭૨૩ |
| ૨૪ | બૂંદી | ૧૨૫૨૮ | ૧૧૨૩૨ | ૨૩૭૭૬૦ |
| ૨૫ | કોટા | ૨૬૨૩૩ | ૨૩૭૧૭ | ૪૯૯૫૦ |
| ૨૬ | ઝાલાવાડ | ૨૬૮૨૫ | ૨૫૦૩૮ | ૫૧૮૬૩ |

ઉપેરના આંકડાથી એખ વાત સોખ્ખી સે કે રાજસ્થાનમેં હોથી વદાર ભીલુ ૫૮૨૭૨૩ એતરે કે ૩૧.૭૫ ટકા બાંસવાડા જીલ્લામેં સે, જૅર ઉદયપુર જીલ્લામેં ભીલુની વસતી ૧૮૪૦૯૬૬ એતરે કે ૨૧.૩૩ ટકા સે.

### મરાઠા ને પિંડારિયા ના જુલમ

મુગલોના પતન પસેન મરાઠાવે ઉત્તર ભારત પૅર પોતાના હુમલા વદારી દેદા. હોથી પેહલા ઇ.સ. ૧૭૨૪ મેં મરાઠાવે મેવાડ પૅર હુમલો કયરો ને ઇ.સ. ૧૭૨૮-૨૯ મેં બાંસવાડા ને ડૂંગરપુરમેં હોથી વદાર લૂટમાર ને જુલમ કયરા જેને પરિણામે ભીલુનેજ વદાર સે'ન કરવુ પયડુ. ઇ.સ. ૧૭૩૬ પસેન તો મરાઠાવ દર વરહે ચોથ (પશ્યા) વસૂલ કરવા હોત આવ્વા લાજ્યા. મરાઠાવે ઇ.સ. ૧૮૦૫ મેં સદાશિવ રાવ ની સરદારીમેં ડૂંગરપુર પૅર હુમલો કયરો પુણ ખૂબ વિરોદ ને લડાય પસેન સેહ્રે મરાઠાવને રિષભદેવ સોડવુ પયળુ હોતુ.

પિંડારિયાવ હોત ભીલુ પૅર ઘણા જુલમ કયરા. ભીલુ તીમનાથી એતરા ડરેલા રે'વા લાજ્યા કે પિંડારિયાવના આવ્વાની ખબર પડતે તેયાવ તીમની ખેતી-ઘૉર સોડીન ડુંગરા ને જંગેલમેં હતાય જતા હોતા.

મરાઠાવ ને પિંડારિયાવના હુમલા વખેત મેવાડના મહારાણા કાયેમ હાતે રીયા. રાણાવે તીમની પૅર બરાબર નજર રાખવાનું મહત્વનું કામ ભીલુને હોંયપુ. ભીલુની બરાબર નજરને લેદે તેયાવ ફાયવા નીં એતરે ભીલુના પાલો પૅર હુમલો કયરા, ગામુ ના ગામુ હળગાવી દેદા. મરાઠાવ ને પિંડારિયાવે ભીલુને આકરા દંડ હોત કયરા. વિલિયમ હન્ટર ની સરકારી વાતોમેં હોત તીની વાત સે. અદિકારીઓને સોખ્ખી સૂચના હોતી કે કોય જાતની તપાસ કયરા વગેર તેયા ભીલુને ફાંસીની સજા કરી હકતા હોતા.

ભીલુએ રાજપૂત રાજાવને પૂરા તન મનથી સહકાર આયલો પુણ રાજપૂત રાજાવે બદી રીતે ભીલુને દબાયને રાયખા. રાજપુતુએ ભીલ સોરીઓ જોળે લગન હોત કયરા પુણ આચી રાજરમત હોતી. દેહની આઝાદી પસેન પુણ ભીલુના જીવનમેં સુખ નીં આયવુ જે આવ્વુ જોયતુ હોતુ.

○

# તાં હુદી તો જીવ્વા જ રે'વુ... !!

સુધીર દેવરે

*સુધીર દેવરેએ પોતાના વિસતારમેં રે'તા આદિવાશ્યૂની તખલીફ આયી એખ હારી વાતમેં ક્યરી સે. ભીલુને કેતરી તખલીફો પળેસે ને તીમને બદા કેવા હેરાન કરે સે તીની આયી વાત વાંસતે આપળાને હોત દુખ લાગે સે. પુણ આયી હારી વાતસે કે ભીલુને બદા હેરાન કરે સે તીમને હારો ન્યાય નીં મલતો. પુણ ઓતાંર લીદો એતરે સુખે દુખે જીવ્વા તો પળેજ એવીજ વાત અહીં કરવામેં આવલી સે. સુધીર દેવરેએ આયી વાત જાણે કે એખ આદિવાસી બાયડી જાતેજ વાત કે'તી હોય તીમ લખલી સે. જેયા મહારાષ્ટ્ર મેં સટાના ગામમેં ટેલિફોનની ઓફિસમેં નોકરી કરે સે. ને તેયા અહિરાણી ભાષાની 'ઢોલ' સોપળીના સંપાદક સે.*

કેમ ભાઈ... મને ઓળખી કે નીં... નીં ઓળખી હોય... તેંર તો તુ આતરો અમથો હોતો... મેં તેંરની આ ભીલુની વસ્તીમેં સે... રાંડેલી સુ. આજે મારૂ એખ હોત સોરૂ જીવતું નીં મેં. પુણ થે'લા મારે આઠ આઠ સોરાં. જેંર મેં આયી ભીલ વસતીમેં લગન કરીન આયવી, તેંર માંડ બારે તેંરે વરહુની હોતી. એખ એખ સોરૂં થાય ને મટી જાય. જેમ તેમ કરી એખ સોરો ને એખ સોરી બસી જયા હોતા. માર ઘણીનું નામ ડુંગર નાયક હોતુ. ઘંદો હોતો દારૂ ગાળવાનો !

ગામમેંથા કોય શેઠ જોડેથા હમુ વ્યાજે રૂપિયા લેતા હોતા. નવસાર, ગોળ લાવીન મારો અદમી દારૂ ગાળે. દારૂની ભાટી કોતેળામેં એખ ભેખડની આડમેં હોતી. પેહલી ધારનો દારૂ પીવા હોર ગામના મોટા મોટા લોકુ તાં જ આવતા હોતા. પસેન દેગડી ભરીન દારૂ ઘોર લાવીયે એતરે પંદેર દાહડા હુદી એ દારૂ વેસીન ઘોર સલાવતા. તીમેંથાજ વદેલા પશ્યા મેંથા પાસો નવસાર ને ગોળ લાવીન દારૂ બનાવતા. પુણ આમ સિલક તો કાંય રે'તી નીં હોતી. વ્યાજે લાવલા પશ્યા ઘણીવાર પાસાનીં અલાતા. પાસા વદાર વ્યાજે પશ્યા લેવા પડે. તીના બદલામેં ઘોરનું કોય બેડુ, દેગડુ ગીરવે મેશવુ પડે. ગમે તેમ હમારૂ ઘોર આમ સાલતુ હોતુ.

એખ દાહડે ઘગડિયા આયવા. સાદા કપડામેં હોતા એતરે મારીથી ઓળખાયા નીં. તેયાવ ઘરાકની જેમ પૂયછું, ''દારૂ મલહે ?''

માર ઘણી હા પાયડી. એક સીસો કાડીન આયલો. ઓળખીતા તો નીં હોતા પુણ હમુને એમ કે ગામ મેં કોયના મે'માન ઑહે. પેલા કેય, ''આખો જોયેં.''

ઘણીએ દેગડી કાયડી. એતરામેં એખ જણ માર ઘણીની બોચી ઝાયલી કેય,

''સાલ ઠાણે, દારૂ ગાળે નીં ?''

બીજે દેગડી હાથમેં લી' લેદી. મેં આયેડવા લાયગી તેંર પેલો કેય, ''એ બાય, વદાર અવાજ નીંકર, હમુ સાદા કપડામેં ઘગડા સે.'' મારૂ બોલવાનું બંદ થી' જ્યુ. કોય હમારા ગામનાએજ ઠાણામેં ખબર આયલી હોતી.

ઘગડા માર ઘણીને ખેંસતે મારતે લેય જયા. ગામને સેડે તેયાવની ગાડી ઊબી હોતી. ઘણીન મારઝૂડ કરીન ગાડીમેં ઘકેલી દેદો ને લેય જયા ઠાણામેં. મેં ઘણી આજીજી કયરી પુણ તેયાવ કોય દયાન નીં આયલુ. તીમનું કાળજુ નીં ઓગયળુ. પસેન મેં ગામના પટેલ હતેણ જી'. હાત જોયડા. પોગ ઝાયલા. માર ઘણીન સોડાવો કી'ન મેં આજીજી કયરી. પટેલ કેય,

''આજનો દાહડો જવા દે, હવારે સોડવી લાવહુ.''

મેં એવીજ રડતી બહી રી'. સોરાંવ રયડા કરે. તીમને ભાળીન એમેજ એયી રાત પૂરી કયરી. બીજા દાહડે વેઘી પટેલ જોડે જી'. ઠાણે જવા કરીન. પટેલને મેં ઘણી આજીજી કયરી.પસેન પટેલ ઠાણે જયો. હાંજ પડે પટેલ માર ઘણીન જામીન પૉર સોડવી લાયવો. પુણ તેરથા ઘણીન પેટમેં દુખવાનું જે સાલુ હોય જયુ તે છેક હુદીન ખાટલામેંથા ઊબોજ નીં થ્યો. પૂસે તૅર કે'તો તો, ''ઘગડાના બૂટની લાત પેટમેં વાગી જી'. તેરથા કાયમેજ દુયખા કરે સે.''

ગામના દાકતરને બતાયવુ. પુણ એયો કાંઇ નીં કીદુ. ખાલી અંજીક્સન આલી દે ને ગોળીઓ આલે... ને સોય લગાડવાના આતરા રૂપિયા થહે એમ પેહલેથા જ કી' દેય. મહિના દોઢ મહિના મેં તો માર ઘણી મટી જયો. કાંઇ હાત નીં આયવો. માર ઘણી જો કોઈને ઝકટાવી કાડતે તૅર સરકાર તીને ફાંસી લગાડી દેતી. તૅર પસેન માર ઘણીનું ઘગડાએ ખૂન કયરૂ તે ઘગડાને હટાવા નું હોત મારા મનમેં નીં આયવુ ને ગામવારા હોત કાંય નીં કયરૂ. નસીબે જ ખરાબ હમજી હમુ ચૂપ રીયા. ઘણીની હતેણ દારૂનો ઘંદો હોત ખતમ થી' જયો. મેં કોયને તાં નીંદામેણ, કાપણી કે ગાહ કાપી વેસવાનું કામ કરીન દાહડા ટૂંકા કરતી હોતી.

એખ સોરો ને સોરી જ હોતા. તેયાવને ભાળીન દાહડા કાડતી હોતી. સોરીન પે'ણાવી દેદી. જમાઈ કૂવા ખોદવાનું કામ કરતો હોતો. સોરી મટોડી ઉપૅર હેકે. એખ દાહડો હેકવામેં લપસી જી' ને તીનો ખેલ ખતમ હોય જયો. લગન થ્યુ તૅર તીને ભાયળી હોતી પસેન તો મટેલીજ ભાયળી. સોરાન ભાળી ભાળીન સોરીનું દુખ ઓસુ કયરૂ. બીજુ હું થાય તૅર ?

સોરો કોતેળે માસલા, કેકડા પકડવા જાય ને પસેન ગામમેં વેસવા જાય. મેં ખેતરમેં મજૂરી કરીન જેમ તેમ ઘૉર સલાવુ. એમેં એખ દાહડો નસીબ એવુ ઊંદુ ફયરૂં કે મારા ડોળા પૉળા થી'જયા. સોરો કોતેળે માસલાં પકડવા જે'લો હોતો. પથરાની બખોલમેં તેયો કાંઇ હાલતુ ભાયળુ. તીને એમ કે કેકડો સે તે બખોલમેં હાત નાંયખો ને બાહરે કાયડો તૅર હાતમેં લાંબો ગહળો વીંટાય જયો. તીના હાતમેં કે'ળી ખાદુ. બીજા હાતે માંડ માંડ ગહળા ને દૂર ફેંસ્યો પુણ હાતમેંથા ઘણુ લોહી નીકળતેલુ. તેયો કોતેળામેં હાત ઘોય નાંયખો, ને ઘૉર આવી ઝૂંપડામેં હુઇ જયો. આ બદુ તેયો તીના ભાઈબંદ ગણપાને કીદુ હોતુ. મેં તૅર ખેતરમેં નીંદવા જે'લી હોતી. હાંજે ઘૉર આવીન ભાયળુ તૅર સોરાનું કામ ખતમ થી' જે'લુ. તે રીયો જ નીં હોતો. આ બદુ તો પસેન ગણપો મને કીદુ. એયો થોડી દોડાદોડી કયરી હોત તો સોરો કદાક બસી જયો હોતે, પુણ નસીબ હામે કોય હું કરે ?

મેં સેને ભાઈ, સંજય ગાંધી નિરાધાર યોજનાનું મનીઓડર લેવા આયવી હોતી... મેં કીદુ પશ્યા આયવા હોય તૅર લી' જામ... પુણ હજુ પશ્યા નીં આયવા. હાવ આમેજ જીવ્વા.. બીજુ હું... મટી નીં જવાય તાં હુદી આમેજ વખેત કાડવાનો સે... જામ તૅર... તમારૂ ક'કમ સાલે સે...

o

# મે'નતજ મૂડી ને નફો

કાનજી પટેલ

*પંચમહાલ જીલ્લામે રે'તા આદિવાશ્યૂની વાત અહીં કાનજી પટેલે કરલી સે જેયા લુણાવાડા કોલેજ મેં અંગરેજી ભણાવે સે. તેયા ગુજરાતી ભાષાના ઘણા મોટલા કવિ ને લેખક સે. પંચમહાલ જીલ્લાના આદિવાશ્યૂ ક'કમ જીવેસે ને તીમની હું હું તખલીફ સે તેયી વાતો અહીં કરવામેં આવલી સે. જે વાંસીન તમુને ખબર પડહે કે તાં ના આદિવાશ્યૂ હોત આપળા જેવાજ સે.*

પંચમહાલ, દાહોદ જીલ્લાવમેં આદિવાશ્યૂની ઘણી અટકો સે. ડામોર, કામોર, ભાગોરા, ભીલવાળ, મેડા, ગરાસિયા, તંબોળિયા, દેવદા, પરમાર, મુનિયા, રોઝ, બામણિયા, મછાર, ભૂરા, વાગડિયા, ચંદાણા, વહોનિયા, સંગાડા, હઠીલા, આમલિયાર, નિનામા, ભમાન, ભૂરિયા, અડ, વસૈયા, ચારેલ અહલી બદી. સંતરામપુર, ઝાલોદ, દાહોદ, દેવગઢ બારિયા, લિમખેડા, ફતેપુરા આયા તાલુખામેં તેયા રે'સે.

તેયા ખેતી, ખેતમજૂરી, ગામ-પરગામ સાલતા મકાન બાંધકામમેં મજૂરી કરીન જીવે સે. ટૂંકી જમીન મેં ભરણપોષણ નીં થાય એતરે ઘણા નાનલા મોટલા વારૂ ગામડા, સે'રોમેં બારે મઇના પુણ વતનથી બાહેર રે' સે. ફીરતા રે' એતરે સોરાંવનું ભણતર થાતુ નીં મેં.

તેયા કોદરા, બટી, બાવટો, જુવાર, મક્કી, ડાંગેર, ગમ, તુવર, સાકભાજી બદ્દુ પકવે સે. વહરાત ને ટાઢમેં નાનલા પરમાણમેં અનાજની આવી નીપજ કરે સે.

મક્કી, ગમના રોહ્રા તીમનો ખોરાક સે. રોહ્રાને ખાખેરના બે પાચડા વચમેં રાખી નીંગાળામેં પાનિયા સેકે સે ને સાહ ને ચટણી જોળે ખાય સે. સોખા ખાસ પરસંગે જ ખાવા મલે. લગન જેવા પરસંગે સોખા ને દાળ હોય. કાં'ક વરૂને મારીને હોત ખાય. બોકડા, કૂકડા, પાડા બદ્દુ હોત ખાય.

બેઠા ઘાટનું નળિયાનું સાપરૂ. ટેકરીઓ પૅર એખલુ હોય એવુ તીમનુ રે'વાનુ. એખ પા બાયણું તાં'થા પેહવાનું. વાડા ઘમી નીકળાય નીં. ઘણાને તાં બાજુમેં પડાળી હોય, તીમેં ગાહ ભરવાનું, હુઇ રે'વાનું. કોયવાર મે'માન આવે તૅર એ જ પડાળીમેં. પેહતે પેહલા ઓસરી. પસેન અંદેરનો ભાગ. તીમેં નાનલા મોટલા વાંહ, કરાંઠીના કરબલાં. કરબલાં એતરે મોહેટી તીમેં અનાજ, વસ્તુ ભરવાની. ઘૉરનો અંદરનો ભાગ બરાબર બંદ થાય એવો હોય. નાનલી બારી હોત કદાકજ હોય. દિવાલો વાંહ, વળી, પાટિયા, મટોડીથા બનાવલી હોય. એખ બે ખાટલા, ખાટલી જેવુ વારૂ કે'વાય તેવા ઘૉરમેં હોય. વડીલ કે મોટલુ માણહ ખાટલે હુવે. હુવાવડી બાયડીને હુવા હોર ખાટલો મળે. નાનલાં સોરાંવ ભોંયે હુવે.

હાંજે આઠ નવ વાગે ઊંગી જાય. હવારે પાંસ વાગે ઊઠી જવાનું. દાતેણ ખરૂ. અંઘોળ કરવાનું વદાર નીં. હાત પૉગ ધોવે એતરે સાલી જાય.

દારૂ જાતે ગાળે, મૂડા ને ગોળનો ખાસ બનાવે. તે સિવાય ઉંબેળા, રાયણ, ખજૂરનો હોત દારૂ ગાળી પીવે.

બજારૂ પોટલીનો દારૂ નીં પીવે. દારૂ હાથે માંહ, કૂકડા વારૂ પરસંગેજ મલે. નીં તો હેકેલા સણા, ડુંગરીથીન સાલી જાય. આદમીઓ, બાયડીઓ ભેગા થીન પીવે. મે'માનને દારૂથા આવકારે. કોય મટી જાય એવા પરસંગે પોતાને ઘૉરથી હામેવાળાને તાં દારૂ લી'ન જવાનું. લગન વખેત તેડનારને તાં દારૂ લી'ને જાય તીને 'ઘૂણી કરવી' એમ કે' સે. લાડાને ચાંલ્લો કરતી વખેત દારૂનું માટલુ વસમેં મેલીને બદા પીએ. હેહલ્યા, હરેણ, તેતોર, હોલો, કોયપુણ પોધા મારીને ખાય. હીદુ નીંગાળામેં નાંખી, સાફ કરીને ખાય. સિકાર મોટલો હોય તૅર મીઠુ કોયવાર તેલ નાંખીને હાળણુ બનાવે.

'ભાંગજેડિયો' સોરા સોરીનો વે'વા કરાવે. લાડીનો બનેવી પાણીની સાક્ષીએ, કોક ઠેકાણે અગ્નિની સાક્ષીએ ફેરા ફેરવે. પેહલા સાર ફેરા લાડો અગૉળ રી'ને ફરે, બીજા તૅણ ફેરા લાડી અગૉળ રી'ન ફરે. લગન પેહલા હળદની પીઠી ચડે. તૅણ, પાંચ, હાત કે અજ્યાર દાહડા આ પીઠી રે' પસેન પે'ણવાનું. લાડાના ઘૉરથા લાડીને તાં રોહ્લા બાંદીન લી' જાય. લાડીને તાં જાય તીની હાતે એ રોહ્લા ખાય લે. જાનને ખેતરમેં ઉતારો આલે. ઝાડ નીસે કે પસેન લાડીના બાહ ને તાં ભાત દાળ મલે. કોય દાહડે જ પે'ણીને પાસો આવે. કોયવાર રાત રોકાયને બીજે દાહડે જાન પાસી આવે. બદે ઠેકાણે લાડીના બાહને તાં લાડાની જાનને ખાવાનું નીં મળે. કોય વાર રાંદવાનું હીદુ સામાન આલી દેવાય. જાનવાળા એ હીદુ પોતાને ઘૉર લી' જાય. બીજે દાહડે લાડી મોટલાને પૉગે લાગે. એ પસેન લાડી પોતાના બાહને તાં જાય.

દિવાળી, હોળી, આઠેમ, આમળી અગિયારસ, દિવાહો આતરા ખરા તીવાર. તે વખેત દાળભાત જેવુ ખાવાનું મલે. હોળી વખેત ગમસણાનો લોટ ભેગો કરીન બનાવલા ઢેબરાં ખાવાના. દિવાળીથી નવુ વરહ હોય. હોળી ને બીજે દાહડે નીંગાળા પૅર સાલી માનતા સોડવાનો રિવાજ સે. સોરાંવ બિમાર પડે તૅર 'ગરબો' માનતા રાખે. નવરાતના વખેત કે દિવાળી પસેન હોત આવી માનતા રાખે.

ઢોલ, કુંડી, થાળી, શરણાઈ, પાવા, પીહી તીમના વાજાં સે. નાચ ને તેયા 'ચાળો' કે' સે. એખ પસેન એખ 'ચાળો' થાય તીને 'પેહલો ચાળો', 'બીજો ચાળો' એવી રીતે ઓળખે સે. લગન વખેત નાનલો ઢોલ વાગે. તીવારમેં ઢોલ મોટલો હોય. નાચવાની જાતમેં: ૧-ગપુલી, ૨-આંટિયા (દાંડિયા), ૩-વાવળુ, ૪-ઘાસિયું(તલવાર હતેણ).

વાર તીવારે, હાટમેં જતે, લગનમેં, માનતાના દાહડે ડોળો કરતી વખેત તેયા ઢોલ, શરણાઇ, કુંડી ને થાળીના તાલે નાચ માંડે સે. આદમીઓ, બાયડીઓ, સોરાંવ બદા ભેગાં હોત નાચે.

ગામના ગોંદરે, ટેકરા પૅર, નાળિયે ઢાળ જોળે 'ગામ ધણી' નું થાનક હોય. ગામદેવી હોત હોય. કસુમોર એયા નામથા મહાદેવ હોત જોવા મલે. કોય કબીર, ગુરૂ ગોવિંદસિંહ, ધાધ ભગત પંથ, પ્રણામી પંથ ને ભાથીજીમાં માને. બાયડીઓ હોત માને.

ગામધણી એખ દેવ સે. એયો ગામનો રખેવાળ. એખ ગામથા બીજા ગામ જી'યે ને ભૂલા પડાય તૅર 'ગામધણી' વાટ બતાળે. તીના દેરાં નિશાન નીં હોય. તીની જગા નક્કી. એયો ઠેકો ઝાડ કે ટેકરો હોય. આંકલી, ખાખેર, સીમળો, કળો એવા ઝાડમેં ઘરધણી રે'. ડુંગરના થડુમેં દેવ રે'. ટેકરી પૅર હોત દેવ હોય. શનિ, સોમ, આમળી અગિયારસ, હોળી જેવા અપાસ સાલે.

કોઇ ઘૉરમેં બળિયા નીકળે તૅર માનતા રાખીન દિવાલે સાણનું હોળૈયુ કરવામેં આવે. આયુ કામ બડવો કરી આલે.

સમાજના મોટલા મેળા નીં થાતા પુણ કોય બાધા રાખીન સોળે તૅર 'માન' સોળવા હોર 'ડાળાં' કરે સે. તીમેં દારૂ, બોકડાં, દાળ, ભાત વાપરે. બફારો, બીજા રોગ કાડવા પૂજારો બોલ ભણે. માંદગીમેં 'મંડોળ' હોત

ગવાય. વાંહની કામઠી જમીન પૅર ઠોકતા જવાનું ને ગાવાનું.

સોરાંવ આમળી પીપળી, ગેડી દડો, ગીલ્લી દંડા, લખોટી, સંતાકૂકડી, વાઘ બકરી, તરવાની, રપટવાની, ટેકરો સડવાની, ડૂબીને શ્વાસ રોકવાની, તીરકામઠાની નિસાની લેવાની રમત રમે. તૅણ વરહના સોરાને નાનલા કામ હોંપાય. આઠ વરહનું થાય કે જરાક મોટલુ મે'નતનું કામ હોંપાય.

ઘરનો વહીવટ મોટલી ઊંમરનો આદમી કરે. ડાહલાવને હોત કામ કરવુ પળે. બાયડીયું મે'નત મજૂરીમેં અદમીથા અગૉળ. ઘી તેલ જેવુ વાર તીવારે જ બદાને ખાવા મલે.

પેદા કરેલા અનાજ, વસ્તુ, સાક હાટમેં લી'ન જવાના. દાહોદમેં ગુજરીને દાહડે, ઝાલોદમેં કવાંટિયે, સંતરામ પુર ને લિમડીમેં ડોડિયાને દાહડે, લિમખેડામેં દિતવારે, સુખસરમેં દેવને દાહડે હાટ ભરાય. સંજેલી, ફતેપુરા, દેવગઢ બારિયામેં ઝોઝિયાને દાહડે હાટ થાય. કૂકડાં, ગાય, ભેંસ, ડગરા, તીર, કામઠા, કુહાડી, દાતેળા, પાળિયા, માટલાં, તીયાર કપડાં આયુ બદુ હાટમેં વેસાય. આદમીયુ લાલ, પીળા, ભૂરા ચાખલા પે'રે. ઘોળુ સીંથરૂ ગોળ વાળીન માથે ફાળિયુ બાંદે. લંગોટી, પોતડી, ચાદર પે'રે. બાયડીયુ રંગીન પોલકાં, ચણિયા પે'રે ને ઓઢણી ઓઢે. નાનલાં સોરાંવ નાગા હોત હોય. બાયડીયુ ને પૉગમેં, નાકમેં, સેંથામેં ચાંદી, કથીર ના ઘરેણાં હોય. સારલુ, તી મેં ઘડો, માટલુ, પાવડો, તીકમ, સોરૂં માથે મેશીન, કેડમેં લી'ન નીકળી પળવાનું. કામ મલે એવા ગામના ગોંદરે મુકામ કરી આ ગામ પેલા ગામ ફીરતા રે'વાનું, વહરાત પળે તૅર પોતાના સાપરે પાસા આવ્વાનું. ખેતીમેં જરાક હોત કસ નીં હોય એયા લોકુ વહરાતમેં હોત પંચમહાલ, દાહોદની બીજી જાતની વસતીમેં ખેતી ને બીજી મજૂરીનાં કામુ બારે મઇના કરતા રે'. ઝાલોદની આસપાસ ખાણોમેંથા પથરા કાડવાના, વેસવાના તીમેં મજૂરી કરવાની કામગીરી હોત વારૂ સાલે સે. આયા ઝાલોદી પથરા ઘૉરમેં નીસે લગાવાના કામમેં આવે સે. આછા લાલ, ભૂરા કોઇ જગાએ રેતી, મટોડી જેવા, કઠણ પોસલા પથરા આયા બેવ જીલ્લાનાં ઘણા ગામુમેં ખેતી કરનારા લોકુ ઘરની ભોંયમેં લગાળે સે. પટેલ, ભાયબંદ, બામુણ, ક્ષત્રિય એવી વસતીના ગામના ગોંદરે ગાયો સરાવાના ખરાબામેં તેયાવ રે' સે. સાર-સો લાકડાંની પારોય (થાંભલી) પૅર હાગડા કે બાબરાના પાયડા નાંખીન તીમેં રી'ન ગામમેં મજૂરી કરે. આખા ગુજરાતમેં કોયપુણ નાનલા મોટલા ગામમેં જાવ તૅર પંચમહાલ-દાહોદના આદિવાશ્યૂ ભાયુબેનું જોવા મલેજ. કડિયા કામ, મજૂરી, રોપણી, કાપણી, લણણી જેવા કામુ કરે સે. કોયની ભેંસની પાડી ઉસેરી મોટલી કરી, વિયાણ કરી આલે તીમેં અડદો ભાગ લે. અંદર અંદર કે બીજા લોકુ મેં કોઇ સોરી નીં કૅરે. નિરાશ થી' ન પોતાને નીં મારી નાંખે. હા, વેર બંદાય તૅર, દારૂ પીન જોસમેં આવીન મારામારી કરી બેહે.

કોય કોય ભણેલા લોકુ રાજકારણમેં પયડા સે. બે-તૅણ બેનું આશ્રમસાળા, સાત્રાલય સલાવે સે. ગ્રામપંચાયત, તાલુકા પંચાયત, જીલ્લા પંચાયત મેં એખ બે બેન સભ્ય થી' સે. એખ બેન જીલ્લા શિક્ષણ સમિતીના પ્રમુખ થે'લા સે. ધારાસભા લોકસભામેં સાર પાંસ માણહુ સેલ્લા પચ્ચાહ વરહથી રાજકારણમેં સાલે સે. સ્નાતક, અનુસ્નાતક ડિપ્લોમા, દાક્તર-ઇજનેરી મેં જનાર આજ હુદીન ચારસો ઓહે. સરકારી નોકરીમેં એખ હજાર ઓહે. પ્રાથમિક શિક્ષક, માધ્યમિક શિક્ષક હો એખ ઓહે. અધ્યાપક પાંસ દહ ઓહે.

ઢોરાં પાળવા, ખેતી, વેપાર કે બીજો કોય ધંદો અહીંના આદિવાશ્યૂ ને વદાર આવડેલો નીં મેં. એખ બે સેવાભાવી ટ્રસ્ટ આયા સમાજના પ્રશ્નોને ઉકેલવા ઘણી રીતે બે તૅણ દસકાથીન કામ કરે સે. સરકારી રીતે કે વગર થતી કલ્યાણની વાતો હજુ તીમના હુદી પોં'સી નીં મેં.

એતરૂ તો ચોખ્ખુ સે કે તીમના જીવનમેં મે'નતજ મૂડી ને નફો સે. આયી કડવી હાસી વાતનો અરથ દુખ લગાળે એવો સે.

○

# ભીલુ ને તીમની તખલીફ્રો

સુધીર દેવરે

*ગુજરાતના રેવાકાછ્યા ઘમી આવલા મહારાષ્ટ્ર રાજમેં ઘણા ભીલુ રે' સે. આચા ભીલુની સંસ્કૃતિની વાતુ અહીં કરવામેં આવલી સે. અહીંના ભીલુ હોત બીજા ભીલુની જેમ કુદરત જોળેજ જુડાયલા સે. તીમની તખલીફ્રો હું સે તીની વાતુ જે અહીં કરવામેં આવલી સે તેયા પેરથા ખબર પડહે કે ભીલુ, તીમની સંસ્કૃતિ ને તખલીફ્રો બદે હરક્રીત જાણે. આચી બદી વાતુ સુધીર દેવરેએ કરલી સે.*

ગામ હોય તાં ઉકળો હોયજ એચી રીતે બદા ગામમેં ભીલ વસતી હોય સે. આચી ભીલ વસતી ગામની બા'રે જ રેય સે. બદા કટમના ઝૂંપડા એકા એકાની જોળે બાંદવામેં આવલા હોય સે ને તે નાનલા ઝૂંપડામેં ભીલુ રેય સે. તેયાની જરૂરિયાતો હોત ખૂબ ઓસી હોય સે. નાસ્તો, ખાવાનું, દેહી ઢાંકવા હોર સીંથરૂ ને ઝૂંપડી. હવારે ચા જોયેં એવુ નીં મે. ગોળનો ઉકાળો ઠીકરામેં રેડીન પીદો તૅર તલબ પૂરી . દારૂ ને તમાકુ તીમના વ્યસનો ! દારૂ કે તમાકુ આ બે મેંથા એખ નું હોત વ્યસની નીં હોય એવો ભીલ હોયદો નીં મળે. ભીલુ દાંત સાફ કરતા જ નીં મેં, ને જે કોય કરે તે તમાકુથા જ ગહે સે. આ દાંત ગહવાનું કામ દાંતને સાફ કરવા હોર નીં પુણ આ તમાકુમેંથા તેયાને જે નસો મલેહે એતરે તમાકુ ગહવાની ટેવ રે'સે. તમાકુથા દાંત ગહવાનું અદમી કરતે બાયડીઓ વદાર કરે સે.

બદી જાતના આદિવાશ્યૂમેં ભણતરનું હૌથી ઓસુ પરમાણ ભીલુમેં જોવા મલે સે. અતાર કોય એખ દહમા હુદી કદાકજ ભણલો જોવા મલેસે. બાકી તે ભીલુમેં વદારમેં વદાર સોથા ઘોરણ હુદીનું ભણતર જોવા મલેસે ને સોરીઓ તો પે'લા ઘોરણ હુદી હોત નીં પો'સતી.

ભીલુની 'ભીલી' નામની એખ અલેગજ ભાષા સે. પુણ જુદા જુદા વિસતારમેં તે જુદી જુદી દેખણે પડે સે. જેમકે બાગલાણના ભીલુની ભાષા ને ઘડગાંવ, અક્રાણી બાજુના ભીલુની ભાષામેં ઘણો ફેર સે. જે તે ભીલી ભાષા પૅર તીની આજુબાજુના વિસતારની ભાષાની અસર દેખણે પડે સે. જેમ કે અહિરાણી વિસતારના ભીલુની ભાષા પૅર અહિરાણીની અસર દેખણે પડે સે તે હોત તેયા અહિરાણીથા તો અલેગેજ સે.

## તીવારો

ડુંગરદેવની ઉજવણી અચો હૌથી મોટલો તીવાર સે. આ તીવાર પંદેર દાહડા હુદીન ઉજવાય સે. બદાજ ભીલુ ભેગા થયેક ને આ તીવાર ઉજવેસે.

જે કોય મટી જાય તીના નામનો પાળિયો મેશવામેં આવે સે. તીની અગોળ દાટી દીદેલાનું મુંડુ બતાડવાની વિદી કરવામાં આવે સે. આચો હોત ભીલુ નો એખ જાતનો તીવાર જ સે. વસમેં ઢોલ, પાવરી, ખંજરી, તંબુરો, થાળી જેવા વાજાં વગાડીન ગીતાં ને વાતરા હોત કરવામેં આવે સે. આ વિદિ હોર કોય તિથિ નક્કી નીં કરવામેં આવતી પુણ કોય તીવાર કે ખૂસીની વખેત આવી ઉજવણી થાય સે.

### લગન

લગનની વિદિ પૂરી થી' જ્યા હોર ભીલુ પાવરી ને ઢોલના તાલે આખી રાત ગોળ ફરતે ફરતે નાચે સે. અદમી ને બાયડીઓ એકા એકાના ખભે હાત ધરીન ગોળ ફરતે ફરતે નાચે સે. ગીતાં ગાવે સે. લગનમેં લાડાનો બાહ લાડીના બાહને દે'જ આલેસે. આ દે'જ ને 'પૂળો આલવો' કેય સે. લાડો તીની જાન લી'ને નાચતો, ઢોલ વગાડતો લાડીને ગામ પો'સે સે. હાવ કેતરાક લોકુ ગાડા કે ટેક્ટરમેં હોત જાન લી'ને જાય સે. જેવો લાડો લાડીના ઘૉર જોળે આવેસે તૅર લુંડીઓ ચાટિયા લી'ન લાડાને ઠોકવા રપટેસે. તૅર લાડાએ રપટીન, રસ્તો હોદીન લાડીના ઘૉર હામેના માંચરામેં પો'સવાનું હોય સે. જાં હુદીન લાડો માંચરામેં નીં પો'સે તાં હુદીન તીને ઠોકવાનું ચાલુ રેય સે. લાડો ને લાડી એકા એકાને તીમના મુંડા અથાળે તૅર લગન થી' જ્યુ કહવાય સે. ને ભીલુ ગીતાં ગાવતે ગાવતે લગેન પૂરૂં થાય સે. હાવ ભીલુ લગનમેં બામુણને હોત બોલાવતા થી' જ્યા સે ને તીનાં ગીતાં હોત ગાવે સે.

ભીલ સમાજમેં લગન કયરા વગેર હોત અદમી ને બાયડી લાડા-લાડી ની જેમ ભેગા રી' હકે સે. તેયા પે'ણેલા નીંમેં તીમેં કોયને ખરાબ નીં લાગતુ. કદાક તો તીમને લગનતો કરવુજ પડે સે. ઘણાના લગન તો તીમના સોરાંના લગન હતેણ થાય સે. ભીલ સમાજની બાયડીઓ કંકુ લગાડતી નીં મેં.

### ધંદો

ભીલ સમાજનો કોય નક્કી ધંદો નીં મળે. એતરે ભીલ સમાજ એખ વખેતમેં ઘણા કામો કરતો દેખણે પડે સે. દેસી દારૂ ગાળીને વેસવાનો ધંદો ભાગે ખેતર ખેડવું, છૂટક કામ કરવું ને મે'નત મજૂરી કરવી, ખેતરમેં રખવાળ રે'વુ, ગાહ વેસવુ, સે'રમેં કડિયા હતેણ રેતી-ચીમટ કે ઇંટના ટગારા ઉંચકવા, પોતાની ખેતીનીં હોય તે બીજાના ખેતરમેં કામ કરી કમાવુ અયા ધંદા ભીલુ કરે સે. થોડાની પોતાની ખેતી હોય સે પુણ ખેડવા હોર ડગરાને સાદન નીં હોતા, પાણી નીં હોતુ એતરે વહરાતમેં ખાલી ચોમાસિયો પાક લેવા મેં આવે સે. આજે મોટા ભાગના ગામોમેં ભીલુ દેસી દારૂ ગાળે સે. જો ઘગડા ધરીન લી'જાય તે હેરાન હોત કરે સે. નોકરીમેં ભીલુની સંખ્યા હોમેં દહ ની હોત નીં મેં. જેયા નોકરીમેં હોય સે તેયા ને નોકરીમેં રસ નીં હોતો. જેમકે ભીલ સમાજનો એખ અદમી કેન્દ્ર સરકારની વારૂ નોકરીમેં હોતો. પુણ તીને હું થ્યુ કે નોકરી સોડીન ગામમેં દારૂની ભાટી સલાવા લાયગો. તેયો કોઈ દાહડો નોકરી યાદ નીં કયરી. નોકરી કરતે દારૂના ધંદામેં કમાય ઘણી ઓસી હોય સે ને તે ધંદા મેં આબરૂ નીં હોતી તે હોત તેયો આવુ કેમ કયરૂ ઓહે તીનો જવાબ તીની હતેણ નીં મેં. તીની દાનતજ એવી સે એવુ કે'વુ તીને ન્યાય કયરો નીં કે'વાય. કૂકડાં, બતક ને બોકડા પાળીને હોત થોડા ભીલુ જીવે સે. ને કેતરાક માસલાં-કેકડા ધરીન વેસીન ખાય સે. આવી જાતના ઘણા ધંદા કરીન ભીલુ ટકી રેય સે. કેતરાક ઘો, હેહલ્યા, કબૂતર, લાવડીનો સિકાર હોત કરે સે.

### આજની વાત આજે

આજનું આજે ને હવારનું હવારે અયી વાત તેયો બરાબર હમજી જે'લો સે. કોઇ પુણ વાત પસેન તે પશ્યા અંન કે ધન હાસવી રાખે તે અગોળ જતે કામ લાગહે એવું એયો નીં માનતો. બસત કરવાનું તેયો જાણતોજ નીં હોય તેમ લાગે. તેયાની આયા થોડામેં ખૂસ રે'વાની વાત ને લીદે અહિરાણીમેં એખ કે'વત સે 'તવલીભર દાના આની ભીલ ઉતાના' એતરે કે તાવડીમેં હમાય એતરૂજ અંન હોય તે હોત ભીલ ખૂસીથી રી' હકે સે. આયા તાવડીમેં હમાય એતરા અંનને બદલે તીને વદાર વારૂ બીજુ કામ મલતુ હોય તે હોત તેયો નીં કરતો કારણ તીને આજનું ખાવાનું મલી જ્યુ હોય સે. કામ વારૂ હોય તે કમાય હોત વદાર થાય એવુ એયો વસારતો નીં મેં. તેયો ખાલી તાવડીભર અંનનોજ વસાર કરે સે. ખાવાનું ખાયલે એતરે ઘરેણે ઘૉરે સે. પુણ કામે નીં જતો. આજનું થી' જ્યુ એતરે કાલનું જોઇ લેવા અયો વસાર કરે સે.

## હા તૅર હા ને નીં તૅર નીં

આચી હોત ભીલ સમાજની એખ ટેવ સે. આપુણ જો તીને કોય કામ આલીયે કે કોય વાત કરીયે ને પેહલા એચો નીં કી'દે પસેન તે કામ કે વાત ગમે તેટલા કામના હોય તે તીને હમજાવીએ પુણ ભીલ તે કામ નીં કરે તે નીં જ કરે. તીનાથી અવળુ જો કોય કામમેં તીને કાંય મલવા નીં હોય પુણ તેચો મનમેં નક્કી કચરૂ હોય તો તેચુ કામ પૂરૂ કરહેજ. આચી ટેવને લીદે ભીલ સમાજને 'હા તૅર હા ને નીં તૅર નીં 'વાળો કહવાય સે. આવું અવળુ કામ તીના લોહીમેં જ સે. ભીલુ જલદી કોય પર ભરોસો કરવામેં રાજી નીં થતા. એખવાર જો તેચો કોય વાત અવળી હમજી લે પસેન હામાવાળો તીની ગમે તેટલો નજીક જાય તે હોત ભીલ તીની વાત નીં માનતો.

## ગંદવાડ

ભીલ વસતીના ઝૂંપડા એતરે જાણે કબૂતરખાનાં જ ! ઝૂંપડીમેં પેહવા હોર નીચા નમવુ પડે સે. મટોડીની દીવાલો ને જમીન ભીની રે'સે. નાનલા સોરાં બાહરે ખુલ્લામેં ને ઘૉરની હામેજ હગવા બહે સે. મોટલા હોત નજીક બહી જાયસે. ભીલ વસતીમેં ગામની જેમ પાણીના નળ નીં હોતા. તીમને પીવાનું પાણી હોત મુસ્કેલીથી મળે સે. ગમેતાંથા તેચા પીવાનું પાણી ભર લાવે સે. તે હોત ગંદુ હોય સે. તેચુજ પાણી તેચા પીવે સે. અંઘોળ કરવાની વાત તો ઘણી સેટી સે ! પેહલા ભીલુ કદાક કોતેળે જી'ન અંઘોળ કરતા હોતા. હાવતો કોતેળા હોત હુકાય જયા સે. એતરે પેહલા હાત-આઠ દાહડે અંઘોળ થતેલુ તે હાવ મઇના પસેન થાય સે ! રોજ અંઘોળ નીં કરવાને લીદે દેહી પૅર પોપળા બાઝી જાય સે. તીમેં ખંજવાળ આવે સે પસેન ખરજવુ ને બીજા ચામડીના રોગ થાય સે. ગંદા પાણીથા કમળો, વાળો જેવા રોગો ને મખોળાં ને મચ્ચાના ત્રાસથી મલેરિયા જેવી બિમારી ભીલ વસતીમેં કાયેમ જોવા મલે સે.

પાથેરવા ને ઓઢવા હોર ખૂબ ગંદી ગોદડીઓ ને કોથળા વપરાય સે. તીને લીદે નાનલા સોરાં ને આંખો આવ્વાથી લી'ન આંદળા થી' જવાના રોગો જોવા મલે સે.

## સિકાર ને હત્યાર

કેતરાક ભીલુ હજુ હોત વારૂ સિકારીઓ સે પુણ તીમના સિકાર હોરના હત્યાર હજુ હોત ઘણા જૂના પાષાણયુગ કે મધ્યયુગ જેવા રે'લા સે. હાતમેં પથરો લી'ન સિકાર કરવાની જોડે ગોફેણ, ગીલોલ ને તીરકામઠાથી આચા સિકારીઓ સિકાર કરે સે. ઘો, લાવડી, તેતોર, કબૂતરાં, હેહલ્યા, કેકડા ને માસલાં મારે સે. થોડા વેસવા હોર ને થોડા ખાવા હોર રાખે સે.

નવાપુર ને ઘડગાંવ અક્રાણી વિસતારમેં એખલી ભીલુ ની વસતીવાળા ગામો સે. એતરે ગામના સરપંચ, પોલીસ પટેલ, મુખી બદા ભીલુજ હોય સે. તીમના ગામ ને કામ કરનારા બદા ભીલુજ હોય સે. જમીનના માલીક હોત તેચાજ સે. એતરે તાંના ભીલુ એખ જગા સોડીન બીજી જગાએ નીં જતા. તીમની જગાએથા કોય તેમને બીજે ખસેડતું નીં મેં. જૅર આપળા વિસતારમેં ગામનો મુખ્ય સમાજ અલેગ હોય સે. ને ભીલ વસતી જુદી હોય સે. ગામમેં કોય કામ કરવાનું હોય જેવુ કે દવાખાનું કે પાણીની ટાંકી બાંદવાની હોય ને જગા જોયતી હોય તૅર ભીલુની વસતીને હટાવીને બીજે જગા આલવામેં આવે સે. એતરે તીમનું એખ જગાએથા બીજી જગાએ ખસવાનું નક્કી હોય સે. તેચી રીતે જાં જાં આખુ ગામ ભીલ સમાજનું હોય તાં ભીલ સમાજમેં બદાની પોતાના જેતરી જમીન હોય સે, તેચી જમીન ખેડીને તેમેંથા તીનો સંસાર ચલાવે સે. તેવુ અહીંના ભીલોનું નીં હોતુ. અહીંના ભીલ સમાજનું પેટ હાત પૅર આદાર રાખે સે. આચા સમાજ મેં ગરીબ માલદાર અલેગ હોયને તીમનામેં હોત બીજા સમાજની જેમ ઊંચનીચના ભેદભાવ જોવા મલે સે.

ગામમેં મદારીનો ખેલ આવે તૅર તીનો મુકામ ભીલ વસતીમેં જ હોય સે. મદારીનો પેહલો ખેલ હોત ભીલ વસતીમેં જ થાય સે. ગામમેં ખેલ કરતે થતી કમાય ભીલની વસતીમેં થતી કમાય કરતે વદાર હોય સે એતરે કે ભીલ વસતીમેં કમાય ઓસીં થાય સે તે હોત કાયેમ પેહલો ખેલ ભીલ વસતીમેં જ થાય સે. આવુ કેમ ? જો ભીલુને કે મદારીઓને પૂસવામેં આવે તો તીનો જવાબ બેવને ખબર નીં હોતો, પુણ આ રિવાજ ઘણો જૂનલો સે એમ કહવામેં આવે સે.

આજે આપળા ભારતમેં હૌથી વદાર પસાત જાતિ કોય ? તીનો જવાબ 'ભીલ' મલહે. બીજા આદિવાશ્યૂ સમાજ કરતે ભીલ એ બદાથી પસાળ રી' જે'લો સમાજ સે. તીનું કારણ ઓસી વસ્તુથી જીવાય તે નીં મેં પુણ ભણતર, સગવડોને વદાર વારૂ જીવ્વાનો લાગ આપળે તીમનેં નીં આયલો, એયુ કે'વું પડહે.

અહીંના એખ સામાજિક કાર્યકર ને સ્વાતંત્ર્ય સેનાની શ્રી દાદા સાહેબ બીડકરે એખ ભાષણમેં કીદેલુ કે હજારો માણહુ મેંથા હોત ભીલ તરતેજ ઓળખાય જાય તીવો તીનો વેસ હોય સે. ભીલ કાળો દેખાય સે. કાળો રંગ ને માતો ભીલ જ દેખાય સે. એયો મહારાષ્ટ્રનો હોય કે ગુજરાતનો કે બીજે ગમે તાં નો હોય. આચી વાત કદાક કોયને નીં ગમે પુણ એખ હરખાત હવા પાણી હોયને બદા ભીલુ જુદા કેમ પડે તે હોદવાની વાત સે. આની વદાર તપાસ થાય તે જરૂરી વાત સે. માણહ જાતનો અભ્યાસ કરનારા તે કરે તે વદાર જરૂરી સે.

O

## દેવ બાલહે કે

*ખાનદેશમેંથા રામસિંગ પાવરાએ મોક્લાવેલ આયુ ગીત અહીં પાવરી બોલીમેં જ આપલુ સે.*

દેવ એવી તિબી મેહે બાલહે કે ?
સુખ જિનાહા કોયતલા તિનાહ દેખાડહે કે ?
જયા જયા પુઢારી ઓયા આજ લગણં
જિને તિને કરી સ્વતઃને ભરતી
દેવ મારૂ વાટૂ મેંહ પાહ મુકલહે કે ?

પૈયહ્યા જયુ લાવણેન કરેહે
દેખાડહે કુણી ગરબોંહ ચૂર
સુટકાનકરતા મદતીહી આવહે કે ?

ચૂરી કરીન ચુર જાઠહે
સંશયોને ગરીબોહ માર જુડહે
લાચ લેહતે તેવીં મદતીહી આવહે કે ?

નિવડીને આપ્યા જરી આમરા માણહે
જરી માણહે તિનૂહ હાતે ખુરા
પુણે આમરા કામહ આવહે કે ?

રામસિંગ ભીમા પાવરા
મુ. રાડીકલમ

# માણહ નીમટવાની વાત

(પાવાગડ ની વારતા) સુભાષ પાવરા

*દુનિયાના બદી જાતના લોકુ મેં માણહ ક'કમ નીમટ્યો તીની વાતુ કરવામેં આવલી સે. આદિવાશ્યૂમેં હોત માણહ ક'કમ નીમટ્યો તીની વાતુ સે. અહીં ખાનદેશમેં આવલા પાવરા ભીલ સમાજમેં માણહ ક'કમ નીમટ્યો તીની વાતુ સુભાષ પાવરાએ કરલી સે.*

આજનું વિજ્ઞાન કે' તે પરમાણે માણહ ક'કમ નીમટ્યો તીની એખેજ વાત બદા માને સે, પુણ નંદૂરબાર જિલ્લામેં ને સાતપુડાના પાવરા ને ભીલની જાતમેં માણહ ક'કમ નીમટ્યો તીની વાતરા અયે સે.

વિદુબાયે નવખંડ ધરતી પેદા કયરી. દેવ દેવતા, માણહ, ઝાડપાન, ઢોરાં, પોધાં બનાયવા. વાદળમેં ચાંદો હૂરજ તીયાર કરી ઈજોળુ બનાયવુ. એમ અલેગ અલેગ રીતે આ દુનિયા બનાયવી.

માણહ બનાવા હોર દરિયામેંથા કાસી માટી લાવ્વામેં આયવી. કાસો માણહ બનાવીન તીને સૂકતો મેશ્યો. તેયો તેંર ભાંગી જ્યો. ધરતી, ચાંદો, હૂરજ બનાયવા તે નીં ભાંજ્યા ને આ માણહ ક'કમ ભાંગી જ્યો ? તે વસાર જોડવા લાયગી. નવી માટી લાવી તીમેં રખોડી ભેગી કરીન ચકેળા પૉર મેશી માણહ બનાયવો તેંર તેયો ઊબો ર્યો. તેયામેં જીવ આયો. એતરે માણહના દેહી પૉર રખોળી દેખાય સે. બદા જીવ જંતુને સુખ દુખ આયલા. બદા પોતાપોતાના જીવ હાસવવા જુદે જુદે રોહે કામે લાયગા.

માણહ ને દેવ દેવતા વદતા જ્યા. બતરી કરોડ દેવ ને તેતરી કરોડ માણહ એતરી સંખ્યા વયદી. દેવ દેવતા ને માણહમેં બેકારી વદતી જી'. કાપાકાપી થવા લાયગી. જાતપાત જોયા વગેર જોરજુલમ થવા લાયગા. આમ કળજુગ તીયાર થ્યો. આયુ બદુ કરહણમાતા ભાળતી હોતી. એયાથી આ સહન થતું નીં હોતુ.

કરહણ દેવી વારૂ લુગડા પે'રીન આંબાકુંબી રાજાને ઘૉર જતલી હોતી. રોહે દાહડો પૂરો થ્યો. તેંર અરદી ઊંગતી અરદી જાગતી એમ કરતે રોહેજ રાત પૂરી કયરી. દાહડો થ્યા પસેન એયા અગોળ જવા લાયગી. તે વખેત તાંહા કુંબાય રાજા આયવો. તીને ભાળીને વસાર જોડવા લાયગો આ કોય જાય રી' સે ? તીના રૂપ પૉર તેયો ગાંડો થી' જ્યો. તેયો રાણીનો હાત ઝાયલો ને પાપ કયરૂં. કરહણ દેવી તેયાને સરાપ આયલો, તારૂ બદુ અનાજ મેં પાસુ લી' લેવા. અયો સરાપ આલી તેયા રોહે સાલવા લાયગી. તેયા જતી હોતી તેંર આંબાકુંબીનો સોરો ગુલકુશા દાબમેં અનાજ માપતો હોતો. અનાજ માપી માપીને તેયો થાયકો હોતો. ને પોતા પૉર જ ગુસ્સો કરતો હોતો. એ ગુસ્સામેંજ એયો પાયલીનું માપીયુ ઉંચકીન રોહે જતી કરહણ દેવીના મૂંડામેં માયરૂ. આવુ અપમાન કરહણદેવીથા સે'ન નીં થ્યુ. આજે મારૂ અનાજ ખાયકને તેયા માતા હોઈ જ્યા સે. મારી પૉર હોત પાપ કરી રીયા સે. મારી પૉર જોરજુલમ કરી રીયા સે. તો આ ધરતી પૉર હું સાલતુ ઓહે ? તેયા દેવ દેવતા પૉર ગુસ્સે થી'ન બદાને ખતમ કરવાનું નક્કી કયરૂ. તેયા ધરતીપૉરથા મેઘલપૂરમેં કાલારાણા (મેઘરાજા) જોડે જી'. મેઘારાજા બારે તેંરે વરહોથી હોનાના પલંગ પૉર ઘોરતા હોતા. ધરતી પૅર હું સાલે સે તીની તેયાવને કોય ખબર નીં હોતી. કાલારાણાની રાણી

બિજલા કુંવરને જૈર કરહણ દેવીના અપમાનની ખબર પયડી તૅર તેયા થતરી જી'. દુખી થી' જી'. તેયા નોકર મોકલી જંગેલના કંદમૂળ દરિયામેં હાંતી દીધા. બારે તૅરે વરહોનો દુકાળ કયરો. બિજલાકુંવર કોલખંડમેં હતાય જી'. કરહણદેવી દરિયામેં હતાય જી'.

બારે તૅરે વરહોનો દુકાળ પયડો. માણહુ ઝાડના પાયડા સાલાં ખાવા બાઝીર્યા. જનાવર પોધાં મારીન ખતમ કરી દેદા. માણહ માણહને ખાવા બાઝીર્યો. દરિયા, નંદીનાળા હુકાય જયા. જીવજંતુ મરવા લાજ્યા. ધરતી ફાયટી. દેવ દેવતા બીહી જયા. તેયા હોત ભૂયખા તરસ્યા મરવા લાજ્યા.

ધરતીમાડી આ ભાયળુ. તીનાથી આ બદુ સે'ન થતુ નીં હોતુ. તૅર ધરતીમાડી ઘનીરાજાને કીદુ, ''તમુ ઊંગી રે'લા સો હું ? તમારી ઊંગ નીં ઉડતી ? મારા જીવજંતુ, ઝાડપાન ભૂખે તરહે મરી રે'લા સે. ઘની રાયા, તમુ હારી જયા સો.'' ધરતી માડી આવી તકરાર ચિઠ્ઠીમેં હોત લયખી''. મેં જેઠી રાણી ચિઠ્ઠી મોકલાવું સું. તમારી હોર ગણો માલ સે. તમુને કાંય ઓસું ની' મલે. મારો માલ ખતમ થી' જયો સે''. છાતીમેંથા મેલ કાડીન રાવકાગડી (ખબર આલનારી કાગડી) બનાવી. એચી ચિઠ્ઠી રાવકાગડી મેઘરાજા જોડે લી' જી'. મેઘરાજા હોનાના હીંચકે હૂતેલા. તેયા ચિઠ્ઠી વાંચસી. મેઘરાજા તીયારીમેં લાગી જયા. તુંબડી લેદી. માથે પાગડી બાંયદી. ભાતુ બાંદી લેદુ. ઘોડાપૉર સવાર થી'ન નીકળી પયડા. મેઘરાજા ધરતી પૉર આયવા. ધુમાડો, વાદળ, વહરાત તીયાર કયરા. વાદળ હાલતા નીં હોતા.

વારીરાયા (વાય પુવન) જંગેલ ખાઈમેં ફરતા હોતા. તીમને બોલાયા. તે આવ્વા ખૂસ નીં હોતા. મેઘરાજાની સોરી મેઘલાકુંવર તીને આલવા કબૂલ કયરૂં. વારીરાયાને જમાય બનાવી લેદા, તૅર તેયા ખૂસ થી' જયા. વાયપુવન આયવો. વાદળા હાલવા બાઝીર્યા. મેઘરાજા દરિયાને રોહે આયવા. દુનિયાના દરિયાના રખવાળ આંદળો ને લંગડો પાણીની રખવાળ કરતા હોતા. તેયાવને પૂયસા વગેર મેઘરાજા પાણીની સોરી કયરી. લંગડો ભાળતો હોતો. તેયો આંદળાને કે'તો હોતો. આંદળો ગોફેણથી પથરા મારતો હોતો. ઝાડ પાનમેં ખાઇમેં, ડુંગોરમેં વાદળા સાલવા લાયગા. વિજળીયુ થવા લાયગી. તોફાન થ્યુ. જોરદાર વહરાત સાલુ હોય જયો. નંદીનાળા, દરિયા ભરીન વે'વા લાયગા. આખી દુનિયામેં પાણી પાણી હોય જયુ. ધરતીપૉર ચારે પા પાણીજ પાણી ફેલાય જયુ.

એખ મોટો માસીરાયા (ડોકીળો) હોતો. ભૂયખા પેટે માણહુ તીને ખાવા હોર રપટ્યા. બદા તીને જીવતો ને કાસોજ ખાતા હોતા. તે વખેત ડેડી-ડેડો આયા. બેવ ભાઈબેન એ ડોકીળાને ખાવા હોર જયા. એયો જીવતો, રડતો હોતો. તેયા ભાઈબેન એકાએકાને કહવા લાયગા, ''દુકાળ સે, માણહુ મરી રે'લા સે. જીવતા જનાવરને ખાવુ પાપ સે, તીની કરતે ભૂયખા મટી જવા પુણ જીવતું જનાવર નીં ખાવા.'' અયે કહીન તેયાવ ડોકીળાને ખાદા વગેરેજ પાસા ફયરા. તૅર માસીરાયા નું ધ્યાન બદા માણહુ પૉર હોતું. કોય હારૂ ને કોય પાપી, તે ભાળતો હોતો, પારખતો હોતો. આયા ભાઈબેનને માસીરાયો ભાયળા તેયાન ડેડી-ડેડો કીદુ,

''હમુ જીવતા જનાવરને નીં ખાતા, મરેલા ને ખાઇયે.''

એતરે આયા લોક જનાવર નીં માયરૂ, આયા ધરમી સે, અયે વાત ડોકીળે જાણી. ડેડી-ડેડો ડોકીળો નીં ખાદો ને ભૂયખાજ રીયા. તે ડોકીળો તીમના પૉર ખૂસ થ્યો ને કીદુ,

''તમુ ઝાડપાનની એખ પાલકી બનાવો. મેઘરાજા જોડે ઝગડો જે'લો સે, પાણીની રેલ આવ્વાની સે, તે વખેત એ પાલકીમેં બહીન મારી પૉર મેશી દેજો.''

ડેડી-ડેડો પાલકી બનાવી. મેઘરાજા ધરતી પૉર ઘણોજ વહરાત લાયવો. પાણીની જબરી રેલ આયવી. ધરતી પૉર, બદે ડુંગોર પૉર, ટેકરા પૅર પાણીત પાણી હોય જયુ. જીવ જનાવર માણહુ તીમેં તણાય જયા. ડેડી-ડેડૂ પાલકી મેં બઠા. પાલકી તરતી તરતી માતા ફેણાય ડુંગોર જી'. તાં પાણી ઊંસે ને ઊંસે સડવા બાઝીર્યુ એતરે

પાલકી ડોલતી ડોલતી પાવાગડ ડુંગોર જી'. તાં પાલકી રોકાય જી'. પાણી ઉપૅર ને ઉપૅર ચડતુ હોતુ. પાવાગડ ડુંગોર હોત ઊંસો વદતો જ્યો. પાવો રેલ ને કીદુ,

''તુ ઊંસે વદવા તો હમુ હોત વાદળમેં જવા પુણ બિચારો નીં આલીએ''. રેલવી, રેલવૂ કીદુ,

''હમુને એખ બી જીવ જીવતો નીં રાખવા કીદુ સે. હમુ બદા જીવને ખતમ કરી નાંખવા''. ઘણી મે'નત કયરી. પાવા ડુંગોરે-માતા ફેણાયે બિચારો નીં આયલો. બિચારો બસાયવો. ડેડી-ડેડૂ પાવાગડ પૉર કંદમૂળ ખાયને જીવ્વા લાજ્યા.

થોડા દાહડા પસેન પાણી હેઠે જ્યા. તૅર ડેડી-ડેડૂએ છાતીનો મેલ કાડી રાવકાગડી તીયાર કયરી. પાણી ઓસુ થ્યુ કે નીં, કંઇ ડુંગોર, ટેકરી, જમીન સે કે નીં તે ભાળવા રાવકાગડીને મોકલી. તેયા ફરીન પાસી આયવી. પાલકી પૉર બહી. આઠ-પંદેર દાહડા પસેન પાસી રાવકાગડી મોકલી. તે પાસી નીં આયવી. તૅર તેયાવ હમજી જ્યા કે ધરતી પૉર રાવકાગડીને જગા મલી જી' સે. તાંજ તે ફરવા લાયગી. ડેડી-ડેડૂ અનાજ નીં હોય ને તેયા જંગેલમેંથા પાયડા, કંદમૂળ, ફળ ખાયને જીવ્વા લાજ્યા. તેયાવ ભાઈ-બેન હોતા. તેયા પાપ ક'કમ કરે ? એતરે તેયાવ હયગા, મૂતર્યા, થૂયકા તીમેંથાજ સોરાં પેદા થ્યા. પસેન તીમનો વંસ વસતાર થ્યો. એ સોરાંવ હોત કંદમૂળ ખાયને જીવ્વા લાજ્યા. તેયાવ એખજ લોહીના હોતા તીમના રોટી-બેટી વે'વાર ક'કમ કરવા ? એતરે જાત બનાયવી. તીમેં હરિજન, પાવરા, ભીલ, વાણિયા, ગુજર, બોંડા એમ અલેગ અલેગ જાત થી'.

ભગવાને જાત વેં'સી આલી, જલમ પરમાણે ભાગ કે કામ વેં'સી આયલા. હરિજનોને દોરો આયલો. પાવરા ભીલને ખેતીકામ આયલુ. વાણિયાને ધન આયલુ ને ધંદો કરવા કીદુ. બોંડા સમાજને દેવદેવતાની મૂર્તિઓ આલી.

ભગવાને બદાને જલમ પરમાણે બોલાયવા. હરિજન મોટલો હોતો. તેયાને પેહલો બોલાયવો, તૅર તેયો અંઘોળ નીં કયરૂ હોતુ. પસેન જવા અયો વસાર જોડી એ પાસો જ્યો. તે વખેત વાણિયો જ્યો તેયાને ધન મયલુ નીંકર હરિજન ને ધન મયલુ હોતે. સેહ્રે હરિજન અંઘોળ કરીન જ્યો, ભગવાન કીદુ,

''જે હુતુ તે વેં'સાય જ્યુ''

ગજવામેં હાત ઘાયલો તે દોરો મયલો. હરિજનને આલી કીદુ,

''આ દોરો લે, સીંથરા ને કોહટી બનાવીને વેચ, ખેડૂત ને થોડો દોરો આલજે એતરે તેયો તને અંન આલહે તીનાથી જીવજે.'' એતરે હરિજન ખેડૂત પાંહે જાય સે. ખેતર ખેડતે પેહલે હોળને દોરો બાંહે સે એતરે ખેડૂતનું અંન વદાર પાકે સે. આજે હોત આ રીત જોવા મલેસે.

O

# રાઠવા સંબંધસૃષ્ટિ

શંકરભાઈ રાઠવા

*રાઠવાનો પોતાનો સમાજ સે ને એયા સમાજમેં જે અલેગ અલેગ સબંધો સે તીમેં રાઠવા પોતાના સબંધો હોર જે સબ્દોનો ઉપયોગ કરે સે તીની વારૂ વાત અહીં શંકર રાઠવાએ કરલી સે. આયી વાતમેં સમાજમેંના બદી જાતના સબંધની વાતુ કરવામેં આવલી સે. આયી વાત અહી ગુજરાતીમેંજ આપલી સે. શંકર રાઠવા મહારાષ્ટ્રમેં આવલા નાસિક સે'ર મેં રી'ન ભણેસે. અસલમેં તેયા રોડધા ગામના સે પુણ ઘણા વરહોથીન તેયા નાસિકમેં રે' સે.*

માનવમાત્ર એકલા, અટૂલા ટાપુ જેવો નથી અને રહી પણ ન શકે. દરેક સમાજમાં તે સંબંધનાં તાણાંવાણાંથી વણાયેલો છે. સંબંધોની સૃષ્ટિમાં દરેક માનવ અનોખું સ્થાન ધરાવે છે. કુટુંબમાં કે સમાજમાં મળેલાં આ સ્થાન પ્રમાણે તેની પાસે અમુક નિશ્ચિત વર્તનની અપેક્ષા રાખવામાં આવે છે. આ નિશ્ચિત વર્તન પ્રમાણે તે જીવે તો કુટુંબમાં અને સમાજમાં તેને યોગ્ય માન, સ્વીકાર અને દરજ્જો મળે છે. તેથી ઊલટું જો અપેક્ષિત વર્તનમાં ભંગ થાય તો કુટુંબ કે સમાજની આંખોમાંથી તે ઊતરી જાય છે.

આ લેખમાં રાઠવા સમાજમાં રહેલી સંબંધોની સૃષ્ટિનાં તાણાં-વાણાં ઉકેલવાનો પ્રયાસ કરીશું. રાઠવા સમાજમાં રહેલી સંબંધોની લાક્ષણિકતા, સંબંધવાચક રાઠવા પર્યાયો, હકીકતમાં વપરાતા સંબંધવાચક પર્યાયો તેમના સમકક્ષ ગુજરાતી પર્યાયો દ્વારા રજૂ કરીશું. જરૂર જણાય ત્યાં વર્ણન દ્વારા સમજાવીશું.

રાઠવા સંસ્કૃતિમાં રહેલા સંબંધોનો આપણે ઝીણવટ પૂર્વક અભ્યાસ કરીએ તો જાણવા મળશે કે આ સંબંધો ને આપણે મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકીએ : એક ભાગમાં સાસરીયા સાથેના સંબંધો અને બીજા ભાગમાં, કૌટુંબિક સંબંધો, ગામજનો સાથેનાં સંબંધો અને સાસરીયા સિવાયના ઇતર સંબંધો. રાઠવા સંસ્કૃતિમાં કોઇ પણ માણસ આ સંબંધના જાળાથી વિખુટો નથી, પછી એ અજાણ્યો હોય કે ઓળખીતો. આ બે પ્રકારના સંબંધમાંથી એકમાં તો છે જ એમ માનીને સંબોધવામાં આવે છે; કાં તો એને સાસરી પક્ષનો કે પોતાના પક્ષનો સમજીને સંબોધવામાં આવે છે. રસ્તે જતા માણસને પણ 'દાદો' કરીને સંબોધવામાં આવે છે. રાઠવા સમાજમાં નાતજાતના ભેદભાવ હોવા છતાં, સંબંધોમાં બીજી જાતનાં લોકો પણ વિખુટા નથી. દા.ત. મામાના ગામનાં હરીજનને પણ મારે 'મામા'થી સંબોધવા પડે છે. એજ રીતે મારા ગામની હરીજન છોકરીનાં પતિને મારે 'બનેવી' કહેવું પડે છે.

સાસરીયાંના સંબંધોને પણ પેટા વિભાગમાં વહેંચી શકાય, એક ભાગનાં સંબંધિ(વડીલોને) જેઓ સંબોધકના પતિ કે પત્નીથી ઊંમરમાં મોટા હોય તેમને 'તમું' થી સંબોધવા પડે છે. વહુ સાસરીના પુરૂષોને ઘુંમટો તાણે છે. બીજા ભાગનાં લોકો, જેઓ સંબોધનાર ના પતિ કે પત્નીથી ઊંમરમાં નાના છે તેમને સંબોધવામાં 'તમું' માનવાચક પર્યાય વાપરવામાં આવતો નથી. તેમને 'તું' થી સંબોધવામાં આવે છે.

આ લેખને નીસે મુજબ વર્ગીકૃત કરેલો છે : ૧. 'બાળકો' ના અનુસંધાનમા રાઠવા સંબંધસૃષ્ટિ
૨. 'પતિ'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ
૩. 'પત્ની'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ
૪. સાવકાપણાંને લગતા સંબંધિત પર્યાયો
૫. અન્ય સંબંધિત પર્યાયો
૬. સંબંધવાચક પર્યાયથી બનતાં જોડકાં

## ૧. 'બાળકો'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ

અહીં આપણે 'બાળકો' ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધસૃષ્ટિના પર્યાયનો અભ્યાસ કરીશું. તેથી બાળકોને સંબોધન કરનારાં લેખીશું અને અન્યને સંબોધિત વ્યક્તિઓ ગણીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું સંબોધન | રાઠવા પર્યાય અંગે ખુલાસો | ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|---|---|
| ડાહલો બાહ્ | ડાલબો<br>ડાલબા | પિતા અથવા માતાના પિતાને બાળકો સંબોધે છે. | દાદા |
| ડાહલી આશ્ય | ડાલ્યા,<br>ડાલીયા | પિતા અથવા માતાની માતાને બાળકો સંબોધે છે. | દાદી |
| મોટો બાહ્ | મોટ(ો) બા<br>મોટૉ | દાદાની ઊમરના કોઇ પણ માણસને બાળકો સંબોધે છે. | |
| મોટી આશ્ય | મોટીયા<br>મોટયા | દાદીના ઊમરની કોઈ પણ સ્ત્રીને બાળકો સંબોધે છે. | |
| બાહ્ | બા | પિતાને બાળકો સંબોધે છે. | પિતા |
| આશ્ય | (અ) યા,<br>યાળી | માતાને બાળકો સંબોધે છે. | મા |
| બાબોહ્ | બાબો<br>બાબા | પિતાના મોટા ભાઈને કે પિતરાયને કે તેમની ઊમરનાને બાળકો સંબોધે છે. | મોટા કાકા |
| આજીહ્ | આજી | પિતાના મોટા ભાઈની કે પિતરાયની પત્નીને બાળકો સંબોધે છે. | મોટી કાકી |
| કાકોહ્ | કાકો<br>કાકા | પિતાના નાના ભાઈને કે તેમનાથી નાના પિતરાય કે અજાણ્યાને બાળકો સંબોધે છે. | નાના કાકા |
| કાકીહ્ | કાકી | પિતાના નાના ભાઈની કે પિતરાયની કે અજાણ્યાની પત્નીને બાળકો સંબોધે છે. | કાકી |
| ફોય, ફુયેહ્ | ફોઇ, ફુયે | પિતાની નાની અથવા મોટી બહેનને બાળકો સંબોધે છે. | ફોઈ |
| ફુવોહ્ | ફુવો<br>ફુવા | પિતાની નાની અથવા મોટી બહેનના પતિને બાળકો સંબોધે છે. | ફૂવો |

| | | | |
|---|---|---|---|
| માશીહ્,આજીહ્ | માશી, આજી | માતાની મોટી બહેનને કે સાવકી માને બાળકો સંબોધે છે. | માસી |
| માહોહ્ | માહો, બાબો માહા,બાબા | માતાની મોટી બહેનના પતિને કે સાવકા પિતાને બાળકો સંબોધે છે. | માસા |
| બનેવીહ્ | બનેવી | બહેન કે પિતરાય કે માતાની નાની બહેનના પતિને બાળકો સંબોધે છે. | માસા |
| મામોહ્ | મામો મામા | માતાના મોટા કે નાનાભાઈને કે પિતરાયને બાળકો સંબોધે છે. | મામા |
| મામીહ્ | મામી | માતાના મોટા કે નાનાભાઈની કે પિતરાયની પત્નીને બાળકો સંબોધે છે. | મામી |
| દાદોહ્ | દાદો દાદા | પોતાના મોટા સગાભાઈ કે પિતરાય કે તેની ઊંમરના ને બાળક સંબોધે છે. | ભાઈ |
| દીદીહ્ | દીદી | મોટી સગી બહેન, પિતરાય કે કોઈ પણ મોટી બહેનને બાળક સંબોધે છે. | બહેન |
| સોરો, બેટોહ્ | દીકરો, બટો સોરો | પિતા અથવા માતા કે દાદા-દાદી બાળકને સંબોધે છે. દીકરા,બેટા,સોરા | દીકરો |
| સોરી, બેટીહ્ | દીકરી,બેટા સોરી | પિતા અથવા માતા કે દાદા-દાદી દીકરીને સંબોધે છે. દીકરા,બેટા, સોરા | દીકરી |
| ભાણજેહ્ | ભાણેજ,ફકત નામ કે નામ +ભાણે | મામો,મામી ભાણા અને ભાણીને સંબોધે છે. | ભાણા,ભાણી |
| ભતરજોહ્ | નામથી (કાકી જૂના રીવાજ પ્રમાણે ભત્રીજાને દાજી + નામ બોલાવે છે.) | કાકા,કાકી ભત્રીજાને સંબોધે છે. | ભત્રીજો |
| ભતરજીહ્ | નામથી,(કાકી જુના રીવાજ પ્રમાણે ભત્રીજીને બાય+નામથી બોલાવે છે.) | કાકા, કાકી ભત્રીજીને સંબોધે છે. | ભત્રીજી |
| નાન્લો, સેહ્લો સોરો | | | છેલ્લો દીકરો |
| નાન્લી, સેહ્લી સોરી | | | છેલ્લી દીકરી |
| પહેલ ખોળ્યો(સોરો) | | પહેલા ખોળાનો પુત્ર, | જયેષ્ઠ દીકરો |
| પહેલ ખોળ્યેણ(સોરી) | | પહેલા ખોળાની પુત્રી | જયેષ્ઠ દીકરી |
| વસોટ્યો સોરો | | | વચેટ દીકરો |
| વસોટયેણ સોરી | | | વચેટ દીકરી |

## સંબોધન વિભક્તિ

સંસ્કૃત, લેટીન અને હિન્દી ભાષાઓની જેમ રાઠવીમાં પણ સંબોધક વિભક્તિ જોવા મળે છે જે ગુજરાતી ભાષામાં નથી. જોકે ફરક તો ફક્ત પહેલી અને સંબોધક વિભક્તિઓની વચ્ચે એક વચન નર જાતિમાં જોવા મળે છે.

| પહેલી વિભક્તિ, નર, એ.વ. | સંબોધક વિભક્તિ, નર, એક વચન |
|---|---|
| ડાલબો | ડાલબા |
| ઓ | આ |

દા.ત.

ડાલબો કાં જ્યો ? (પહેલી વિભક્તિમાં છે.)

ડાલબા, અયે આવ. (સંબોધક વિભક્તિ માં છે.)

કાદવો રપટવા બાજી રયો (પહેલી વિભક્તિમાં છે.)

કાદવા, રપટવા આવ. (સંબોધક વિભક્તિ માં છે.)

ઘણી વખતે અમુક પ્રકારનો સંબંધ ધરાવતી સંબોધિત વ્યક્તિઓ ઘણી હોય છે, દા.ત. એક છોકરાને દસ સ્ત્રીઓને ભાભી કહીને સંબોધવી પડે છે આવી સ્થિતિમાં છોકરો એક ભાભીને બીજી ભાભીથી અલગ પાડવા 'ભાભી' ની સાથે નામ પણ લગાડે છે.

ઘણી વખત સંબોધનની સાથે તે વ્યક્તિનું ગામ કે પતિનું કે પત્ની કે અમુક વિશેષણ કે છોકરાનું નામ લગાડવામા આવે છે.

૧. મોટબા, મોટું, મોટો + નાથુળ્યો
૨. બાબો, બાબ્ + રામલો
૩. આજી + બાવી
૪. બળ્યાવાળી આજી
૫. કાક, કાકો + ભારસીંગ
૬. કાકી, કાક્ +રેશલી
૭. ફોય,ફૂયે+સમતુળી
૮. ફૂવો+ડામસ્યો કે ભોવાનસીગ
૯. માહો + ગુલ્યો
૧૦. જીજ, જીજી, દીદી+કાદવી
૧૧. બનેવી+પડ્યાર
૧૨. મામી +રમતુળી
૧૩. મોટલી મામી
૧૪. નાન્લી મામી
૧૫. મામો, મામ્ +રામસીગ
૧૬. દાદો, દાદ્ +અમરસીગ
૧૭. ભાણે+નેવલો
૧૮. બાય + રમલી
૧૯. દાજી+ભીલ્યો
૨૦. બાયજી+માણકી

ઉદાહરણો : રા. : ડાલબો આવેલો. કાંનો ? ભુમાળાવાળો (મામાહ્યોનો).

ગુજ : દાદા આવેલા. ક્યાંના ? ભુમસવાડાવાળા (મામાને ત્યાના).

રા : આજી, રમેશ્યાની આશ્ય આવેલી.

ગુજ : મોટી કાકી, રમેશની મા આવેલી.

રા : મોટલો કાકો આવેલો. નાન્લો કાકોની.

ગુજ : મોટા કાકા આવેલા. નાના કાકા ન આવ્યા.

રા : કાકો(કાક્) દેવસીગ આવા કેતલો.

ગુજ : કાકા દેવસીગ આવવાનું કહેતા હતા.

ઘણી વખત બાળકો પોતાના મા-બાપને મા-બાપના નાના ભાઈ-બહેનો જે રીતે તેમને સંબોધે છે એજ રીતે તેઓ પણ સંબોધે. દા.ત. મારા ગામમાં એક છોકરુ પોતાની માને ભાભી કહીને સંબોધે છે કારણ કે બાળકની ફોઈ બાળકની માને ભાભી કહીને સંબોધે છે અને બાળક એનું અનુકરણ કરે છે.

બાળકોની કાલી ભાષામાં બાળકોના સંબોધનો ઘણી વખત જુદા પડે છે.

દા.ત. ચાલી મમ્મી, સોલો-સોરો, સોલી- સોરી

રા : ચાલી કાં જી ? ગુજ : મમ્મી ક્યાં ગઈ ?

## ૨. 'પતિ'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ :

અહીં આપણે 'પતિ'ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધસૃષ્ટિના પર્યાયોનો અભ્યાસ કરીશું. પત્નીનાં સગાંઓ ને પતિ પરસ્પર શો સંબંધ ધરાવે છે એની વાત કરીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું સંબોધન | રાઠવા પર્યાય અંગે ખુલાસો | ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|---|---|
| હાહરોહ્ | | પોતાની પત્નીના પિતા | સસરો |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના પિતા ને માતા દીકરીના પતિને સંબોધે છે. | જમાઈ |
| હાહુહ્ | | પોતાની પત્નીની માતા | સાસુ |
| ડાહ્લો હાહ્રો | | પત્નીના દાદા | |
| ડાહ્લી હાહુહ્ | | પત્નીની દાદી | |
| હાળોહ્ | | પત્નીનો મોટો ભાઈ | સાળો |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના મોટા ભાઈ બહેનના પતિને સંબોધે છે. | |
| મોટ્લા હાળાહ્ની | | પત્નીના મોટા ભાઈની પત્ની | |
| જહ્માશ્ય | અટકથી બોલાવે | પત્નીના મોટા ભાઈની પત્ની પતિને સંબોધે છે. | |
| હાળોહ્ | નામથી બોલાવે | પત્નીના નાના ભાઈને પતિ સંબોધે છે. | સાળો |
| નાન્લા હાળાહ્ની | લાડી | પત્નીના નાના ભાઈની પત્નીને પતિ સંબોધે છે. | |
| હાડુહ્ | | પત્નીની મોટી બહેન | 'મોટી'સાળી |
| હાડુહ્નો | | પત્નીની મોટી બહેનના પતિને, પતિ સંબોધે છે. | સાઢુભાઈ |
| હાળીહ્ | નામથી બોલાવે | પત્નીની નાની બહેનને પતિ સંબોધે છે. | સાળી |
| જહ્માશ્ય હાળીહ્નો | અટકથી બોલાવે | પત્નીની નાની બહેનના પતિને, પતિ સંબોધે છે. | સાઢુભાઈ |
| ધણી, લોક, આદમી, ઘોરવાળો | | પતિ, ઘરવાળો, ધણી | પતિ |
| ધણાશેણ, બયેર બીયેર, ઘોરવાળી, બાયળી | | પત્ની, ઘરવાળી | પત્ની, ઘરવાળી |

પતિ-પત્ની એકબીજાને નામથી બોલાવતાં નથી માટે છોકરાંના નામ પરથી સંબોધે છે.

૧. મકનાનો બાહ્ કાં જયો ? ૨. કેશમીની આશ્ય કાં જી ?

વડીલ, સાસરીયા જમાઇને અટકથી સંબોધે છે. બે જમાઇને સરખી નાત(અટક) હોય તો ગામથી પણ બોલાવવામાં આવે છે. ઘણી વખત છોકરીના નામ પરથી પણ બોલાવવામાં આવે છે.

ઉદાહરણો : ઑહ્ર્યો કાં જયો ?

રૂમળ્યાવાળો ઑહ્ર્યો આવેલો.

બસલીવાળો આવેલો.

હિયાદાવાળી હાડુહ્ આવેલી.

નાન્લી, (મોટલી, વસોટેણ)હાડુહ્ ખાવા આવેલી.

## ૩. 'પત્ની'ના અનુસંધાનમાં રાઠવા સંબંધસૃષ્ટિ :

હવે આપણે 'પત્ની'ને કેન્દ્રમાં રાખી રાઠવા સંબંધ સૃષ્ટિનો પર્યાયનો અભ્યાસ કરીશું. 'પતિ'નાં સગાંઓ ને પરસ્પર શો સંબંધ ધરાવે છે એની વાત કરીશું.

| રાઠવા સંબંધવાચક પર્યાય | હકીકતમાં થતું પર્યાય | રાઠવા પર્યાય સંબોધન | ગુજરાતી સમકક્ષ અંગે ખુલાસો |
|---|---|---|---|
| હાહુહ્ | માજી | પતિની માતાને પત્ની સંબોધે છે. | સાસુ |
| વવેહ્ | લાડી | પતિની માતા પત્નીને સંબોધે છે. | વહુ |
| હાહરોહ્ | આવોજી | પતિના પિતાને પત્ની સંબોધે છે. | સસરો |
| વવેહ્ | લાડીમને | પતિના પિતા, પત્નીને સંબોધે છે. | વહુ |
| ડાહ્લો હાહરોહ્ | આવોજી | પતિના દાદાને પત્ની સંબોધે છે. | |
| ડાહ્લી હાહુહ્ | માજી | પતિના દાદીને પત્ની સંબોધે છે. | |
| જેઠુહ્ | ભાઇજી | પતિના મોટાભાઇને પત્ની સંબોધે છે. | જેઠ |
| વવેહ્ | લાડીમને | પતિના મોટાભાઇ પત્નીને સંબોધે છે. | વહુ |
| જેઠાણી | ભાભીજી | પતિના મોટાભાઇની પત્નીને, પત્ની સંબોધે છે. | જેઠાણી |
| દેવરુહ | દાજી | પતિના નાનાભાઇને પત્ની સંબોધે છે. | દિયર |
| ભાબીહ્ | ભાબી | પતિનો નાનોભાઇ કે બહેન પત્નીને સંબોધે છે. | ભાભી |
| દેરાણી | લાડી | પત્ની, પતિના નાનાભાઇની પત્નીને સંબોધે છે. | દેરાણી |
| બાઇજીહ્ | બાઇજી | પતિની મોટી બહેનને પત્ની સંબોધે છે. | (મોટી)નણંદ |
| વવેહ્ | લાડી | પતિની મોટી બહેન પત્નીને સંબોધે છે. | |
| વવેહ્ | લાડી | પતિની મોટી બહેનનો પતિ પત્નીને સંબોધે છે. | |
| નણદેહ્ | બાઈ | પતિની નાની બહેનને પત્ની સંબોધે છે. | નણંદ |
| જહ્માશ્ય | અટકથી બોલાવે છે. | પતિની નાની બહેનના પતિને, પત્ની સંબોધે છે. | નણદોઈ |
| હોયકળેહ્ | | એક પતિને બે પત્નીઓ, એકબીજીનો સંબંધ | |

પત્ની પતિના મામાને, કાકાને, બાબાને વગેરે ને પત્ની મામાજી, કાકાજી, બાબાજી થી સંબોધે છે. સંબોધન વિભક્તિ મુજબ સંબોધનની સાથે નામ પણ લગાડવામાં આવે છે. દા.ત.-

દાજી કાળ્યો નોતરાળ લી જવા બાજી રચો.
બાચ ગુજરીને કેદુ પણ માની ની
ભાઈજી, ઝમકુળીનો બાહ્ આવેલો.
બાચજી કેળી ને કેદલુ પણ ભુલી જી ઓહે.

પતિ કે પત્ની અને પોતાની સાસરીના વડીલો તથા તેમનાં વડીલ સગાંઓ પસ્પર સંબોધનમાં 'તમું' સર્વનામનો ઉપયોગ કરે છે. ઊજળીયાત સંસ્કૃતિના પ્રભાવને લીધે 'તમું' સર્વનામ હવે માનવાચક સંબોધન તરીકે પણ વપરાવા લાગ્યો છે. જોકે આનો ઊપયોગ સાસરીયા, સરકારી અધિકારી અને બહારની વ્યક્તિ પુરતો જ રહ્યો છે.

વ્યક્તિ પોતાની નાતની વ્યક્તિ સાથે લગ્ન કરી શકતી નથી. કારણ કે નાતને કુટુંબ ગણવામાં આવે છે. નાતને એકજ માતા-પિતાનો વંશ ગણવામાં આવે છે. માની નાતની વ્યક્તિ સાથે પણ લગ્ન કરી શકાતું નથી. એટલે કોઇ વ્યક્તિ નાતજનની સાથે લગ્ન કરે તો કુટુંબીજન સાથે લગ્ન કર્યુ હોય એમ ગણવામાં આવે છે આ કારણથી સમાજમાં સ્વીકાર્ય નથી. પરંતુ અમુક નાતમાં લોક સંખ્યા એટલી બધી છે કે દરેક ગામમાં તે નાતના લોકો જોવા મળે છે આ કારણથી હંમેશા બીજી નાતમાં લગ્ન કરવું મુશ્કેલ થઇ પડે છે અને આ કારણથી આવી નાતમાં ઘણી વખત પેટા-નાત જોવા મળે છે. દા.ત. બામણ્યા નાતમાં અંદારચાં- બામણ્યા અને ઇજોળ્યા-બામણ્યા છે. અંદારચાં બામણ્યાની વ્યક્તિ ઇજોળ્યા-બામણ્યાની વ્યક્તિ સાથે લગ્ન કરી શકે છે.

## ૪. સાવકાપણાને લગતા સંબંધિત પર્યાયો :

સંબંધમાં 'સાવકાપણું' દર્શાવવા નીચેના પર્યાયો વપરાય છે.

| રાઠવા સંબંધવાચક પર્યાય | રાઠવા પર્યાય અંગે ખુલાસો અથવા ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|
| માંહોહ્ | સાવકો બાપ |
| માંહીહ્ | સાવકી મા |
| મત્ર્યો(સોરો) | સાવકો દીકરો |
| મત્ર્યેણ(સોરી) | સાવકી દીકરી |
| મત્ર્યૂ(સોરુ) | સાવકું બાળક |
| પેહલી બચેરનાં સોરાં | પહેલી પત્નીનાં બાળકો |
| પાસલી બચેરનાં સોરાં | પાછલી પત્નીનાં બાળકો |
| પેહલા ઘણીનાં સોરાં | પહેલા ઘણીનાં બાળકો |
| પાસલા ઘણીનાં સોરાં | પાછલા ઘણીનાં બાળકો |
| પોહેલો, પોહેલી | અન્યએ ઉછરેલો (લી) |
| નમલ્યો | અનાથ |
| ઘવળાવેલો | દૂધ પીવડાવેલો |

જે બાળકનાં મા બાપ બંને કે બેમાંથી એક મરી ગયું હોય તેને અનાથ 'નમલ્યૂ' કહેવામાં આવે છે. ઘણી વખત બાળકનો પિતા બાળકના જન્મ થતા પહેલા મરી ગયો હોય તો તે બાળકનાં નામ (છોકરીને) નમલી અને (છોકરાને) નમલ્યો પાડવામા આવે છે.

## ૫. અન્ય સંબંધિત પર્યાયો :

| રાઠવા સંબંધવાચક પર્યાય | રાઠવા પર્યાય અંગે ખુલાસો અથવા ગુજરાતી સમકક્ષ પર્યાય |
|---|---|
| વોરરાજો, વોર અને લાડો | વરરાજા |
| કન્યા, લાડી | વહુ, કન્યા |
| લોડો | અણવર |
| લોડી | વર કન્યા સાથે રહેનાર છોકરી |
| વેવાઈ | વેવાઈ |
| વેવણી | વેવાણ |
| એક આશ્યનાંન બાહ્નાં ભાઈ-બોના | સગાં ભાઈ બહેન |
| જાતે ભાશ્યૂ | સગા ભાઈઓ |
| જાતે બોનેહે | સગી બહેનો |
| ઘોરના, કુટુમનાં | કુટુંબીજનો(સ્ત્રી+પુરૂષ) |
| ઘોરના, કુટુમના | કુટુંબીજનો(માત્ર પુરૂષો) |
| ઘોરૂમના,ફળ્યામના,જાગેના | ફળીયાવાળા(માત્ર પુરૂષો) |
| ઘોરૂમનાં,ફળ્યામનાં,જાગેનાં | ફળીયાવાળાં(પુરૂષ+સ્ત્રી) |
| ઘોરૂમન્યુ,ફળ્યામન્યૂ,જાગેન્યૂ | ફળીયાવાળીઓ(સ્ત્રીઓ) |
| ઘોરન્યૂ, કુંટુમન્યૂ | કુટુંબીજનો(માત્ર સ્ત્રીઓ) |
| હગાંવાલાં, હગાં, હગવાળ્યાં,હગલાં | સગાંવહાલાં(સ્ત્રી,પુરૂષો) |
| હગાવાલા, હગા, હગવાળ્યા,હગલા | સગાવહાલા(પુરૂષો) |
| હજેણ, હગવાળણેણ,હગલ્યૂ | સગાંવહાલાં(સ્ત્રીઓ) |
| હાહરીમ્નાં | સાસરીયા(સ્ત્રી+પુરૂષો) |
| હાહરીમ્ના | સાસરીયા(માત્ર પુરૂષો) |
| હાહરીમ્ન્યૂ | સાસરીયા(માત્રસ્ત્રીઓ) |
| હાહરી | સાસરી |
| ભાશ્યનો સોરો, ભત્રીજો | ભાઈનો છોકરો, ભત્રીજો |
| ભાશ્યની સોરી, ભત્રીજી | ભાઈની છોકરી, ભત્રીજી |
| સોરાનો સોરો | છોકરાનો છોકરો, પૌત્ર |
| સોરાની સોરી | છોકરાની છોકરી, પૌત્રી |
| સોરીનો સોરો | છોકરીનો છોકરો, પૌત્ર |
| સોરીની સોરી | છોકરીની છોકરી, પૌત્રી |
| ઘોરજમાઈ, ઘોરમેં રેલો | ઘરજમાઈ |
| વાત વાળો, ભાંજળ્યો,વહટાળ્યો | લગ્ન ગોઠવનાર વચ્ચેનો માણસ, શાદીલાલ |
| વાતવાળી, ભાંજણેણ,વહટાણ્યેણ | લગ્ન ગોઠવનાર વચ્ચેની સ્ત્રી, શાદીલાલ |
| ડાયા | વૃદ્ધજનો(પુરૂષો) |

| | |
|---|---|
| ડાયાં | વૃદ્ધજનો(સ્ત્રી+પુરૂષો) |
| ગામના | ગામજનો |
| નાતના | નાતજનો |

**દેવરવટુંઃ** પરણેલ મોટો ભાઈ મરી જાય તો કુંવારો નાનો ભાઈ ભાભી સાથે લગ્ન કરે છે એને 'દેવરવટું' કહેવામાં આવે છે

મરણ કે બારમા પ્રસંગે સ્ત્રીઓ મરનાર વ્યક્તિને જુદી રીતે સંબોધીને રડે છે. દા.ત. વહુ સાસુને 'મા' સંબોધીને રડે છે. જે રોજબરોજના સંબોધનથી અલગ પડે છે.

બળદ, ગાય, વાછરડો કે ભેંસ મરી જાય ત્યારે સ્ત્રીઓ રડે છે કારણ કે પ્રાણીઓને પણ કુટુંબના સભ્યો જેવાજ ગણવામાં આવે છે. નર પ્રાણીને 'બાપા' અને નારીને 'બાપી' સંબોધીને રડે છે.

મરણ પામેલ વ્યક્તિના નામ આગળ 'મનાર' શબ્દ લગાડવામાં આવે છે. ગુજરાતીમાં એનો અર્થ 'સ્વર્ગસ્થ' થાય છે. દા.ત. : મનાર-બા ઘણૉ હરૉ પીતલૉ.
મનાર ગોરદન ઘનો કામ કરતલો.

ઘણી વખત વ્યક્તિને ગાળ આપવા માટે પણ આ શબ્દનો ઊપયોગ કરવામાં આવે છે. જીવતી વ્યક્તિના નામ આગળ 'મનાર'શબ્દ મુકવામાં આવે છે. દા.ત. : મનાર ઝુમે ઘણો મરી કાહાની જ્યૉ હૉહે !

ગુસ્સામાં અને લગ્નગીતોમાં વપરાતા નકારાત્મક સંબોધનો :

માટીહ્, લોક, હાડવો, સરોળ, ભીકારી, ઊજાળ્યો, ભૉળી, વેવણી, ટીટણ, રાંડ, પાતેર, મતરેણ, પલકી પાતેર, સિનાળ, સોદલુ, આશ્ય, ડાહલી આશ્ય, માશીહ્, જીજીહ્, બનેવીહ્. દા.ત.-

તારો માટીહ્ જાણે આવે એ, હાવ કાં નાહે.
તારો લોક જાણે એયો કેવોક કામ કરે, તારથી બણે ?
ભાળને, બાહ્ જાણે આવા બાજીરયો હાવ કાં નાહહી.
તારો ડાહલો બાહ આવી રયો ઓહે.
ઓ હાંડવા, અયે સોરયૂમ હું કરે ?
એક હાટનીન એક વીયોની સુકતો, તુ સરોળ નીકળહીં.
ભણવાની જતોન કઇની, તુ ભીકારી નીકળહીં.
ધૉર કઇ ધંદોની કરવાન, બિલાળ્યો ઊજાળ્યુ ડગરુ જાણે બદે ફીરતો હીને.
સમકાર ભણીન કઇક કરહે એમતે કઇની, ભૉળી નીકળ્યો.
ઓ ટીટણ જા ખેતૅર ને, ભાત આલી આવજે.
ઓ સિનાળ, હજુ બાહયે ભરાઇ રેતી કની, કામ કેતરુ સે તીની ફ્રોમની મળે ?

**લગ્ન ગીતોમાં :**

લાડાની લૉડી ઘરશેળી તે સોકો પળે તે વણ સુટી ખાય તે મારી શોક (૨)
આખે કોતળે ડેગરાંની વાળી રે ઝીન્લી રેતીમે ડેગરુ ડબાય રેલું
ઝીન્લી રેતીમે વેવણી ડબાય રેલી.
સીળી મત્યાળી રે લાંબો વેલો લાંબો, ભૂમાંળ્યા મત્યાળાં રે લાંબો વેલો લાંબો.

**લગ્ન ગીતોમાં અને બીજા ગીતોમાં વપરાતા હકારાત્મક શબ્દો :** આ શબ્દો ગુજરાતી ભાષામાંથી આવ્યા હોય એમ લાગે છે. દા.ત. : સાસુ, સસરો, નણંદ, ભાયો, બેની

બેનીને સાશેરી ઘણી દૂર રે બેની ને વાટે દનળો ઊગશે.
ભાયો એખલોની જાય રે બદાને લેતો જાય.

### ૬. સંબંધવાચક પર્યાયોથી બનતાં જોડકાં

| રાઠવા | ગુજરાતી |
|---|---|
| બાહ-બેટા | પિતા-પુત્ર |
| બાહ્-બેટાહ્ | પિતા-પુત્રો |
| આશ્ય-બાહાં | મા-બાપ |
| આશ્ય-બેટચૂહ્ | મા-દીકરી |
| આશ્ય-બેટચૂહે | મા-દીકરીઓ |
| બાહ્-બેટાં | પિતા-પુત્રી |
| ભાઈ-બોનાં | ભાઈ-બહેન |
| કાકોહ-ભત્રીજા | કાકા-ભત્રીજા |
| હાહુહ-વવેહ્ | સાસુ-વહુ |
| બાબોહ્ -આજી | કાકા-કાકી |
| મોટબા-મોટીયા | દાદા-દાદી |
| જીજીહ્-બનેવીહ્ | બહેન-બનેવી |
| મામોહ્-ભાણજેહ્ | મામા-ભાણેજ |
| હાહરોહ્-વવેહ્ | સસરો-વહુ |
| લાડી-લાડ્યાં | વર-કન્યા |
| લાડ્યૂ-લોડો | |
| ભાભીહ્-નણદેહ્ | ભાભી-નણંદ |
| જેઠ-જેઠાણી | જેઠ-જેઠાણી |
| ભાભીહ્-દેવરુહ્ | ભાભી-દિયર |
| ધણી-ધણ્યાંશેણ | ધણી-ધણિયારી |
| કાક-બાબ્યા | |
| જહ્માશ્ય-હાહરો | જમાઈ-સસરા |
| બાયજીહ્-નણદેહ્ | |
| બાયજીહ્-હાહુહ્ | |
| પારકા-પારકીમે | |
| હગાહગીમે | |
| મામ્મ-ભાણ્યા | |
| ડાહલાં આશ્ય-બાહાં | દાદા-દાદી |

ઉદાહરણ :

રા. બાહ્- બેટાહ્ કેવા આવા બાજી રયા !

ગુજ. બાપ-બેટો કેવા આવી રહ્યા છે !

રા : આશ્રમમે આશ્ય-બાહાં વગરનાં સોરાંને લેચ.

ગુજ : આશ્રમમાં અનાથ બાળકોને પ્રવેશ આપવામાં આવે છે.

રા : રમેશ્યો ન કાદવો કાક-બાબયા કની ?

ગુ : રમેશ અને કાદવા પિતરાઈઓ છે, નહીં ?

રા. : તાં કાં પારકા-પારકીમે જવા ?

ગુજ : ત્યાં પારકા લોકોમાં કઈ રીતે જવું ?

રા. : હગા-હગીમે રીજ્યો બાખી ઇને ભારી ઢીબોળતા.

ગુજ.: સબંધી હોવાને નાતે બચી ગયો નહીં તો એને ખુબ માર પડત.

સંબંધ સૂચવતા વાક્યો અને રૂઢિપ્રયોગો :

રા.: આપણું એકિત આંતળીના.

ગુજ.: આપણી વચ્ચે લોહીની સગાઈ છે.

રા. : ઇને પોહીન મોટો કરેલો એતરે ભાગ આલુત પળે.

ગુજ.: ઉછેરેલો હોવાથી એને મિલકતનો ભાગ મળવો જોઇએ.

રા.: પારકી માંહીંહ્ ઇમને કાં ગણવા ?

ગુજ.: સાવકી માને એમની ક્યાંથી પડી હોય ?

રા.: સેટલી(લાંબલી)હગાઈ એતરે હલા જતે વાર લાગહે.

ગુજ.: સગાંવહાલા દૂર હોવાથી ખબર પહોંચતા વાર લાગશે.

અપેક્ષિત વ્યક્તિ કે વસ્તુની ગેરહાજરી બતાવવા જે તે ને બે વાર બોલવામાં આવે છે.

રા.: બાહ્ બાહ્ની મળે, સોરુ ઘણું રળે, આપણું હું કરી દેવા ?

ગુજ.: બાપ પણ નથી છોકરુ રડે છે આપણે શું કરી શકીએ ?

નામ અને તેનો પડઘો 'હ' થી શરુ થાય છે. જણાવેલ વ્યક્તિ કે વસ્તુ કે બીજી તેની સમકક્ષ.

રા. : સોરુની આશ્ય, હાશ્ય હોય તે બોલાવલા.

ગુજ. : છોકરાની મા-બા હોય તો બોલાવો.

પુષ્કળતા દર્શાવવા માટે શબ્દને બે વાર વાપરવામાં આવે છે. અને વચ્ચે 'ત' અક્ષર મુકવામા આવે છે.

રા. : ડેપે જ્યા તે માહણું ત માહણું તાં કેવી મોટમે જગા જળવા.

ગુજ. ડેપોમાં ગયાતો ત્યાં ઘણા માણસો હતા, બસમાં જગ્યા કેવી રીતે મળે ?

રા. : ખરેળી વાળી તે માસલાં ત માસલાં હોયલાં, પાણી અટાતે તનુ તનુ હોજ્યા.

ગુજ. : પાણી રોક્યું તો માછલાંજ માછલાં હતાં, પાણી કાઢ્યું તો કૂદાકૂદ કરવા લાગ્યા.

O



# આદિવાસી લોકકથા

સંકલન : મહેન્દ્ર મહિડા

*આદિવાશ્યૂમેં હોત ઘણી વાતરા સે. નાનલા સોરાંવ ને તીમના ડાહલા આવી વાતરા કે'તા હોય સે જેયી હાંભળીન સોરાંવ ખૂસ થાય સે. આવીજ એક વાર્તા મહેન્દ્ર મહિડાએ 'ઢોલ' સોપળીમેં આયલી સે. જેયા ઉદાપોર કોલેજમેં ભણે સે. આયી વાતરા હોયી ભાષામેં લખાયલી સે. ઉદાપોર તાલુખાનો ગોદરિયો વિસતાર હોયા વિસતારથીન ઓળખાય સે ને તાંની ભાષા હોયી કહવાય સે.*

એક ડોહી હુતી. તીને નીં કોઈ અગળ હુતું ક ની પાછળ હુતું. તે ડોહી એક કૂકડી પાળી રે'લી. તે કૂકડી ઇંડો મેલતેલી. એક દન તે ડોહી સોણૉ વીણવા જી'. ડોહીને સોણૉ વીણતેલી તો એક ઇંડુ જયળું. ડોહી ને થીયું મારે કૂકડી ઇંડો મેલેશે લાવ જીનું હોય તીનું લેતી જોમ. ડોહી તે ઇંડુ ઘરે લાવીન કૂકડીના ખરેડા મેં મેલી દીધું.

પસી કૂકડી પિલવો કાયડો તે પેલા ઇંડામથું બગલાનું બચ્ચુ નીકયળુ અને બીજા ઇંડૉમેથી કૂકડીનો પિલવો નીકયળો. પસી પેલા બગલાના બચ્ચા મેથું રાતે રાતે ઉચકાહલો સોરો થી' જાય અને દને દને બગલો થી' જાય. પસી તે બગલામેંથી જે સોરો બણે તોવય કીદું ડોહી મારી હગાય તું રાજાની કુંવરી લીધે કરાવ. પસી ડોહી કીધું બેટા આપણે નૉનૉ માણહું ન રાજાની કુંવરી કોઈ હોવે ખરૂ. સોરો કે ની ડોહી તારે જવું પડે. તારે જી'ન આટલુ દ કેવાનું, "સોનિયો ટકો લેતી આયવી અન વાત કરવા આયવી."

ડોહી એવુન એવુ જી'ન કીદુ એટલે રાજો હમજી જો. પછી રાજો હોકલી અન કાયડી અન કીદુ, "જાજા સોનિયો ટકો લેતી આયવી અન વાત કરતી આયવી."

પછી બગલો થે'લો સોરો બાર ગૉમના સીમાડે જી'ન ઝાડપે ચડી ન બહી જો અન વાવ, કૂવો, નદી બધાનું પૉણી ખેંચી લીધું. રાજાનું બધુ જૉનવર ઘોડા, ગાય, બધુ મૉણહો બી પૉણી વગર આડૉ પડી જો. એટલામ એક છોરૂ ફરતું ફરતું જો બગલો બહીરે'લો તો જુ. ઉપેર ભાયળું તો પૉણીની ધાર બગલો સોયડી. પૉણી પીન સોરૂં રાજાના ઘૉર જીન કીદુ, "રાજા, રાજા બગલો ઝાડપે બહી રીયો તો તે બગલો મને પૉણીની ધાર સોયડી અન મને પૉણી પીવા જયડું".

પછી રાજા બગલો બહેલો હુતો તૉ જૉ. પછી રાજાએ ગીત ગાદું,

આજે મારા ઘોડીલા રૂવે કાલે મારા હાથીડા રૂવે
છોડો રે બગલીયા મારૂ જળ પૉણી

પછી બગલો કે મને જમાય કે તો પૉણી છોડું બાકી ની છોડતો. રાજા પછી રૉણી જાય અને ગીત ગાદું,

આજે મારો ડોબો રૂવે અન કાલે મારી ગાયો રૂવે
છોડો રે બગલા મારૂ જળ પૉણી

પછી બગલો રૉણીને કીદુ મને બગલો ની પણ જમાય કે તો પૉણી છોડુ. પછી રાજાનું ઘૉર કુટુંબ બધો જાય

તે બી બગલો એકેદ જવાબ આલે, ''જમાય કે તે પૉણી છોડું.''

પછી રાજા એ લૉબો વિચાર કયરો અન તીનુ આખુ રાજ મરવા પયડું પછી તે રાજો ગીત ગાદું,

આજે મારા ઘોડીલા રૂવે કાલે મારા હાથીડા રૂવે
છોડો રે જમાય મારૂ જળ પૉણી

પછી રાજો જમાય કીદું તે પણ બગલો પાણી ની છોયડું. પછી રૉણી જી' અન ગીત ગાદું,

આજે મારી ગાયો રૂવે કાલે મારી ભેંસો રૂવે
છોડો રે જમાય મારૂ જળ પૉણી

રૉણી જી', રાજો જો પણ બગલો પૉણી નીં છોયડું. પછી રાજો કીદું, ''જો કુંવરીને મોકલો.''
કુંવરી જી' અન ગીત ગાદું,

આજે મારા ઘોડીલા રૂવે કાલે મારા હાથીડા રૂવે
છોડો રે ધણીલા મારૂ જળ પૉણી

એટલું કે તે દ નદીઓ, કોતેળૉ, તલાવું મેં પાણી છલકાય જું. પછી રાજો વાતે બદાયેલો એટલે કુંવરીને બગલાને હોપી દીધી. બગલો કુંવરીને લી' જાય અન પોતાની સતની વિદ્યીથી પોતા લીદે બે માળનો બંગલો બૉદી દીધો. પછી કુંવરી મનમે વિચારે મેં આ બંગલામેં કે'કેમ રે'વા. જે વિદ્યી બગલાને આવડતેલી તે કુંવરીને શિખવાયડી. રાતે જે બગલો દીવો હલગાવે તે વખતે બગલો કુંવર બણી જાય. પછી બે તણ રાતો પસી રાજાની રૉણી કુંવરીની ખબર લેવા જાય તે રૉણી કુંવરીને પૂસેક બગલાની તું હાચી વાત કે'. કુંવરી હાચી વાત રૉણીને કીદું ક રાતે દીવો હલગાવે તે આ બગલો કુંવર બણી જાય અન દીવો બંદ કરે તે બગલો બણી જાય. એવી વાત કુંવરી રૉણીને કીદી. તે રૉણી તે દીવો જી'ન ભોગી નાયખો. એટલે બગલો બગલો રી'જો. રૉણી કુંવરી ને પોતાના ઘરે લી'ન જતી રી' અન કીદું, ''જા જા બગલાને કોઇ દન કુંવરી હોપાતી હોય ? અન પોતાની સોરીને પોતાના ઘૉર લી'ન જતી રી', અન બગલો તીના રૂપ મેં બગલો દ રી' જો.

O



# મૂડાનો વાતરો

વીરસિંગ ગુરૂજી

*આદિવાશ્યૂ મૂડાનો ઘણો વપરાસ કરે સે પુણ મૂડાનું આયુ ઝાડ ક'કમ નીમઠ્યુ તીનો આ વાતરો સે જે મેં મૂડાથી થતા ફાયદા ને ગેરફાયદાની વાત હોત કરવામેં આવલી સે. આયી વાત વીરસિંગ ગુરૂજી એ કરલી સે જેયા મહારાષ્ટ્ર રાજમેં સાતપુડા વિસતાર મેં રે' સે.*

મારા ભાઈઓ, આપળા વિસતારમે મૂડાના ઘણા ઝાડ સે. આયા ઝાડ વરહમેં બે વાર ફાલે સે. બીજા કામોમેં હોત તેયા વપરાય સે. એતરે મૂડાનું ઝાડ આપળુ ગમતુ ઝાડ સે. જેમ કોંકણમેં નારિયેળીને કલ્પવૃક્ષ (માંગીએ તે આલે એવુ ઝાડ) કેય સે, તેવુ આપણા પ્રદેશમેં મૂડાનું ઝાડ કલ્પવૃક્ષ સે. મૂડાના ફૂલુ ઘણા કામના હોય સે. તીનો હૌથી વદાર ઉપયોગ દારૂ બનાવામેં થાય સે. ખાવા નીં જડે તૅર આયા ફૂલુ બાફીને ખવાયસે. તીની ડોળીનું તેલ ખવાય સે. તીનો ખોળ માસલી પકડવા હોર વપરાય સે. આપળે મૂડાના ફૂલુ, ડોળી, ખોળ વેસીયે. લાકડુ હોત કામમેં આવે. આયુ ઝાડ ઘણુજ કામનું સે. એતરે જ એયુ આપળુ કલ્પવૃક્ષ સે. પુણ હાવ લોકુ મૂડા રોપતા નીં મેં. તેયા રોપવા જોવે. તીનાથી ઘણા પશ્યા મલે સે. ફાયદા નો ફાયદો ને જંગેલ વારૂ દેખાય. કુદરત ને હોત બરોબર રાખે. આયા મૂડાના ઝાડનો વાતરો અયે સે.

એખ હોતો વાઘ ને એખ હીલો. બેવ વસમેં વારૂ ભાઈબંદી હોતી. બેવ રોજ એકાએકાને મયલા વગર નીં રે. બેવ એકાએકાને ખૂબજ વા'લ કરતા હોતા. એકાએકા હોર મરવા હોત તીયાર હોતા. એવી પાક્કી ભાઈબંદી હોતી. હીલાને જેમ વાઘ જોડે ભાઈબંદી હોતી એવીજ એખ ગધેડા જોડે હોત ભાઈબંદી હોતી. તેયાવ હોત રોજ મલતા. પુણ હીલા નો વાઘ ને ગધેડા ને મલવાનો વખેત અલેગ અલેગ હોતો.

એખ દાહડો હું થ્યુ કે વાઘ ને હીલો મયલા ને ઘણા વખેત હુદીન વાતો કરતા રીયા. તાં તો ગધેડાને મલવાનો વખત થ્યો. એયો મલવા આયો. વાઘની નજર ગધેડા પૉર પયડી. વાઘ બે-તૅણ દાહડાનો ભૂયખો હોતો, ગધેડાને ભાળીન તીના મોંમેં પાણી આવી જ્યુ.

હીલો કેય, ''વાઘભાઈ, આ ગધાભાઈ હોત તમારી જેમ મારા ખાસ ભાઈબંદ સે. આજે આપળે ભેગા મયલા તે વારૂ થ્યુ.''

વાઘ કીદુ, '' વારૂ તો થ્યુ પુણ આ ગધેડાને ભાળીન મારા તો પેટમેં કાગડા બોલવા લાજ્યા સે. હું કરવા હીલાભાઈ, તાર ભાઈબંદ સે એતરે નીંકર તો આજે મારે તો ઉજાણી થી' જતે.''

એતરામેં વાઘને તમ્મર આવી જયા ને ફપડીન મટી જ્યો. ગધેડો ને હીલો ભાળતાજ રીયા.

ગધેડો કેય, ''હીલાભાઈ આ હું થ્યુ ?''

હીલો કીદુ, ''ગધેડાભાઈ, આ વાઘભાઈ તૅણ-સાર દાહડાથી ભૂયખો હોતો. તારૂ માંહ ભાળીન જીભ પપટાવા લાજ્યો. પુણ તુ મારો ભાઈબંદ સે એતરે ભાઈબંદ ના ભાઈબંદને ક'કમ ખવાય ? અયા વસારથીન

ફપડીન મટી જયો બાફડો !''

ગધેડાભાઈ ખૂબ વસાર જોડવા લાયગા. માર માંહ ભાયળુ પુણ ભાઈબંદ હમજી નીં ખાદુ. બાફડો મટી જયો તો હાવ મારા દેહીનું હું કામ. મેં હોત તીની હતેણ મટી જવા. તેયો હોત વાઘ હતેણ ફપડીન મટી જયો.

હીલાભાઈ વસાર જોડવા લાયગા. મારા આવા વારૂ ભાઈબંદ, ભાઈબંદ હોર મટી જયા, હાવ મારા જીવ્વાનો હું અરથ સે ? મેં હોત મારા ભાઈબંદ હતેણ મટી જાંમ. એયો હોત મટી જયો. આમ એખજ જગાએ તૅણ ભાઈબંદ મટી જયા.

કેતરાક વરહો પસેન એ જગા પૉર મૂડાનું ઝાડ ઉયગુ. એ મૂડાના ફૂલનો દારૂ બનેસે ને પીવાય સે. એખ-બે ગલાસ પીને હીલાની જેમ બોલીયે, મોટલી મોટલી વાતો કરીયે. તૅણ-સાર ગલાસ પીદા પસેન વાઘની જેમ આયડીયે સે. પાંસ-સો ગલાસ પીને ગધેડાની જેમ જમીન પૉર આળોટીયે સે. આમ આપળી ફજેતી થાય સે. દારૂથી કાંય હોત વારૂ નીં થતુ. બદુ ખરાબેજ થાય સે. મૂડાના બીજા ઉપયોગ કરીયે પુણ દારૂ પીવો ખરાબ સે. એતરે દારૂનું વ્યસન નીં કરવુ જોયેં.

દારૂ પીનારાને ઘણા રોગો થાય સે. પીનારાનું ઘૉર બરબાદ થી' જાય સે. ખૂન, ચોરી જેવા ખરાબ કામ થાય સે. દારૂ પીનારા હોર કોય દયા કે વા'લ નીં રાખતુ. પોતાની આબરૂ નીં રે'તી. ભિકારીની જેમ જીવ્વા પડે સે. આપળાને માણહનો જલમ મયલો સે તે ભગવાનની મે'રબાની સે. આવો જલમ પાસો નીં મલે. દારૂનું પરમાણ ગરીબ આદિવાશ્યૂ પરજામેં વદાર દેખણે પડે સે. દારૂ પીવા કરતે આપળા સોરાં હોર ને તીમના ભણવા હોર ખરચ કરવો જોયેં. એવા ઘણા લોકુ સે જે આખો દાહડી મે'નત મજૂરી કરે સે ને દારૂ પીવે સે. અરદા ઉઘાડા રેયને હોત દારૂ પીવે સે. એતરે તેયાવનો વિકાસ નીં થતો. એતરે મારા ભાઈયો, દારૂ પસાળ પડહો નીં. વારૂ રસ્તે વળજો અયેજ મારી તમુને બદાને અરજ સે.

O



અરવલ્લી ને વિંધ્ય નો ડુંગરાળ પ્રદેસ આવલો સે તેયો ઇતિહાસમેં સ્વતંત્ર ગણાતી રજપૂત, જાટ ને કેતરીક આદિવાશ્યૂ ટોળકીનું નક્કી ને સલામત એવુ ઠેકાણું હોતુ. દિલ્હીના લાલ કિલ્લા પૅર મુસલમાનું સત્તાનો ઝંડો સુખથી ને ડર વગેર વાદળ જેતરો વયદો પસેન તે સત્તાએ ભારતના બીજા પ્રદેસોમેં હાતપૉગ ફેલાવાની સરૂઆત નીં કયરી હોતે તો નવાઇ લાગતી ! આવા ટાંટિયા ફેલાવા પસાળના બે કારણ હોતા. એખ તો આખા ભારતમેં અલેગ અલેગ સત્તા વેં'સાયેલી હોતી તીને ભેગી કરીક એખ કરવી ને બીજો તે આખા પ્રદેસમેં મુસલમાન ઘરમનો ફેલાવો કરવો. તેમેં હોત મેવાડનો આયો ભાગ દિલ્હીથી નજીક હોયકને મુસલમાનુ હુમલાનું પરમાણ આ વિસતારમેં ખૂબ હોતુ. પુણ ઘરમની ને દેહની રક્ષા કરવાની વાતમેં પાકા અભિમાની ને વાઘ જેવા માતા રાજપૂતુ આયા હુમલા હામે નયમા નીં પુણ દાહડે દાહડે વદતા જતા મુસલમાનુના જોર હામે રાજપૂતુ ને લડવાનું અઘરું થી' જયુ. ટૂટે પુણ નમે નીં એચી વાતમે માનતા આયા હારેલા રાજપૂત રાજાઓ સરદારો ને તીમના માણહુઓનો તીમની હતેણ કાયેમ લડતા આદિવાશ્યૂ જંગેલોને ડુંગરામેં આવી ને રીયા ને લડાય કરતા રીયા. વખેત જતે મુસલમાનુના હાતમેં જેલી સત્તા પાસી લેવાનું મુસ્કેલ બનતે તેયાવ ધીરે ધીરે ડુંગરામેં જ પોતાની જગા બનાવી લેદી. તેયાના બદાજ વે'વાર રાજીખૂસીથીન અહીંથી સરૂ થી' જયા. ને તીમના નવા ગામ અહીંજ ઉબા થી' જયા. વખેત જેમ જેમ થી' જયો તેમ તેમ તેયાનો બાહેરના મુલક જોળે સંબંધ સૂટી જયો ને બાહેરના પ્રદેશ ને જીવનથી તેયા દૂર હટતા જયા. તીનું પરિણામ એ આયવુ કે તેયા આદિવાશ્યૂ કે'વાય જયા.

આયી આખી વાત આયી એખજ જગાના આદિવાશ્યૂ હોર પૂરતી નીં મેં. આખા ભારતમેં રે'તા મોટલા ભાગના આદિવાશ્યૂની વાતનો આ એખ નમૂનો સે. આખા ભારતમેં જેતે જગાના અમલ ને અમલ કરનારાને લીદે આદિવાશ્યૂને જે સહન કરવું પયડું સે તેયી જ હાલત આપળા ખાનદેશના આદિવાશ્યૂની હોત સે. અહીંના આદિવાશ્યૂને જે જલમ જલમ ના દુખ વેઠવા પયડા સે તે છેક મોગલોના વખેતથી લી'ન આજ હુદી !

આદિવાશ્યૂ વસતીની વાતમેં આપળુ મહારાષ્ટ્ર રાજ પાંચમા નંબરે આવે સે. અહીં આદિવાશ્યૂની વસતી કુલ લોકુની વસતીના નવ ટકા જેતરી સે. મહારાષ્ટ્રમેં હૌથી વદાર આદિવાશ્યૂ વિસતારવાળા ધુલિયા જીલ્લામેં વરહ ૧૯૮૧ ની વસતી ગણતરી પરમાણે ૮.૩૧ લાખ આદિવાશ્યૂ આખા જીલ્લામેં ફેલાયને રે'લા સે. પસેન તીમેં ભીલુથી લી'ન કુકણા હુદીના બદાજ આવી જાય. આમેંથા મોટલા ભાગના આદિવાશ્યૂ સાતપૂડાના ડુંગરવાળા વિસતારોમેં સગવડવાળુ ઠેકાણું હોદીન ફળિયા બનાવીન રે'સે. આયા આખા વિસતારની જમીન એવી સે કે અહીં ઉદ્યોગ, ધંદાઓ, કારખાનાઓ જોવાજ નીં મલતા.

સાતપુડા વિસતારની આજકાલની હાલત ઉઘાડી આંખે ભાળીએ તૅર ને થોડી ઉંડી તપાસ કરીએ તૅર દેખાય આવે સે. આદિવાશ્યૂ જે હાલતમેં જીવે સે ને તીની આજની જે હાલત સે ને તેયાની જીવ્વાની રીત તેયી ચિંતાની વાત તો સે જ પુણ તીનો વસાર હોત કરવો પડે તેમ સે. આઝાદ થેયા હુદીન એખદેમ ગીચ જંગેલ વિસતારનો આ પ્રદેસ આજે ઉજ્જડ થી જે'લો દેખાય સે. તે દેખતે વિકાસ એ સબ્દ થી નફરત થવા લાગે સે. પેહલા દેખણે નીં પડે તાં હુદી દૂર દૂર જાતજાતના લીલાછમ ઝાડવાથી આ જંગેલો આંશ્યૂને ટાઢક પોં'સાડતા હોતા. આખા દેહી પૅર આંશ્યૂ હોતે તૅર જોવાની મઝા પળે એવા આ જંગેલમેં આદિવાશ્યૂને કંદમૂળ, ફળ, શિકાર ને કોતેળામેં માસલાં ઘણા મળતા હોતા. તીમેં પાસુ આદિવાશ્યૂ કોઇપુણ હોય તીની જરૂરિયાતો ઘણી ઓસી. તમારા મારા જેવા સાધારણ માણહની કલ્પનામેં જે મોજ સોખ હોય તીની જોળે આદિવાશ્યૂને કોઇ લેવા દેવા નીં એતરે હવારે વેઘો ઉઠીન જંગેલમેં એખ આંટો મારી આવે તે હોત તીની બદી જરૂરિયાતો તીની જાતે જ પૂરી થી' જાય. આયા કારણને લીદેજ આદિવાશ્યૂમેં કોઇપુણ વસ્તુ ભેગી કરવાની ને સંઘરવાની વાત દેખાતી નીં મેં. જરૂર કરતે વદાર કમાય કે સંઘરે તીને આદિવાશ્યૂ ક'કમ કેવાય ? જેયુ સે એતરામેં સંતોષ માની લેવાની એખ ખૂબ વારૂ ટેવ

આદિવાશ્યૂ મેં અમહેજ પળી જાય સે.

આ બદુ હરખી રીતે જોયેં તેંર આપળે એતરૂ કી હકીએ કે આઝાદી હુદી આદિવાશ્યૂ નું જીવન થોડુ વારૂ હોતુ. પુણ જે આઝાદી હતેણ તેયાને કોય લેવાદેવા નીં હોતી તેથી આઝાદી મલી જ્યા પસેન તો તીની દુનિયાજ ગોળ ફરવા લાયગી. વિકાસના નામે સાલતી આડેધડ જંગેલ કપાતને તેયા આંશ્યૂમેં પાણી લાવીને ભાયળા વગેર સાલે તેમ નીં હોતુ. વિકાસના ભરમમેં ફસાયલો માણહ વદાર લોભને લેદે જેમજેમ જંગેલ કાપતો જ્યો તેમ તેમ આદિવાશ્યૂ વદાર ખરાબ થતા જ્યા.

કોઇ પુણ માણહની વાત કરો તેંર તીની આર્થિક જરૂરિયાતો પૂરી કરતા તીના કામધંદાની વાત તીની આજુબાજુની વાતો હતેણ જુડાયલી હોય સે. આજુબાજુ થી આસાનીથી મલતી વસ્તુઓ કે સાદનોથી જ તેયો તીની ખાવાની ને પે'રવાની જરૂરિયાતો પૂરી કરે સે. તીની હતેણ બીજો કોય રસ્તો હોત ની મેં.

માણહના વિકાસની પેહલી સરૂઆત ભાળીએ તો તીમેં જંગેલમેથા કંદમૂળ, ફળ ભેગા કરવા, અલેગ અલેગ જાતના જનાવરો પાળવા, ખેતી કરવી જેવા કામો આવેસે. આ મૂળ જરૂરિયાતના કામધંદા મેંથા આજના માણહના આર્થિક વ્યવહારના રસ્તા થે'લા સે એચી વાત તો ઇતિહાસ હોત કરેસે. પેહલાના જમાનાની આપળા ભારતની ગામડામેંની અર્થવ્યવસ્થા વારૂ હોતી. તેયા જમાનામેં એવુ એખપુણ કામ નીં હોતુ કે તીમેં ગામડુ છોડીને બીજે જવાની જરૂર પળે. ગામડાના બદા ખેડૂતો તીમની બદી જરૂરિયાતો એકાએકાની મદત કરી એકાએકાની મદત લી'ન કરી લેતા હોતા. બદાની બદી જરૂરિયાતો કોઇ જાતની તકલીફ વગેર પૂરી થી' જતી. તેયા વખેતમેં ખેડૂત એતરે આખી અર્થવ્યવસ્થાનો પાયો હોતો. ખેતીની તીની બદીજ જરૂરિયાતો બાકીના લોકુ પૂરી કરતા ને તીમની રોજીરોટી ખૂટેની તીની જવાબદારી ખેડૂતો હોત રાજીખુશીથી પૂરી કરતા હોતા. પેહલાથી સાલતી આ રીત એખદેમ હીદી ને ચોખ્ખીસે. પુણ હાવ આ રીત ખતમ થવા આયવી સે એતરૂ જ નીં આખી દુનિયાને ભેગી કરવાની ને નવી વાતો કરવાની વાતમેં આચી વાત હૂકા પાયડાની જેમ કેંર ઉળી જી તે ખબર હોત નીં પયડી ! તેજ રીતે તીની જોળે જોળે માંડ ટકી રે'લી આદિવાશ્યૂની પોતાની અલેગ અર્થવ્યવસ્થા હોત જંગેલના કેતરાક જનાવરની જેમ ખતમ થતી જાય સે. ને તે હોત કોયને ખબર નીં પડે તેમ ! તીમેં હોત ગીચ જંગેલમેં રી'ન જંગેલનીજ અલેગ અલેગ નીપજ પેંર પોતાની *અર્થવ્યવસ્થા સલાવતા આદિવાશ્યૂને* રોજના રોહ્રા હોર ખૂબ મે'નત કરવી પડતી હોતી. તીની રોજી રોટી એખ રીતે લડાય કરવા જેવી થી' જી' સે ને માંડ તેયો જીવી હકે સે તે વાત હોત એતરીજ હાસી સે!

કીડી મકોડી હોતનીં ઘૂસે એવા ગીચ જંગેલ વિસતારમેં આજ હુદી થોડી ઘણી ટકી રે'લી આદિવાશ્યૂની અર્થવ્યવસ્થાને દયાનથી દેખીયે તો એખ વાત દયાનમેં આવે સે કે ખેતીના મે'નતવાળા કામથી લી'ન પોતાનું મૂંડુ કાતરવા હુદીનું બદુજ કામ તેયાને જાતે કરવું પડે સે. તે હોત અલેગ અલેગ આદિવાશ્યૂની જરૂરિયાતો હોત થોડી ઘણી અલેગ હોયસે ને તેયા પૂરી કરવાની તીમની રીતો હોત અલેગ અલેગ હોય સે. તીમના સામાજિક રિવાજમેં જેમ એખ જગાએથા બીજી જગાએ ફરેક દેખાય સે તેમ તીમની અર્થવ્યવસ્થઆમેં હોત ફરેક દેખાય આવે સે.

સાતપુડાના ને બીજા વિસતારના આદિવાશ્યૂનો આર્થિક લેવડદેવડનો મુખ્ય આદાર જંગેલ ને જંગેલની નીપજ ઉપેર સે. જાં રે'તા હોય તે ફળિયાથી નક્કી અંદર હુદીના જંગેલ ઉપેર તે ફળિયાના બદાજ આદિવાશ્યૂનો અદિકાર રે'સે. તેયા નક્કી વિસતારમેંની બદી નીપજ ઉપેર એતરે કે ફળ ગુંદર, મોદ, શિકાર બદા ઉપેર બદાનો હક હોવાને લીદે તીમેંથા મલતી રોકડ કમાય હોત બદામેં હરકી રીતે વેં'સાય સે. આયા રોકડ રકમનો તીમનું ઘોર સલાવામેં મોટલો આદાર રે'તો હોતો. પુણ આજના વખેતમેં આ બદીજ જંગેલની જમીન સરકારે લી'લીદી હોયકને તીના પેંર થા ને તીમેંથા મલતી નીપજ પેરથા આદિવાશ્યૂ ની માલીકી જતી રી'. જોકે આચી વાત હોર આદિવાશ્યૂ

હોત થોડા ભાગે જવાબદાર સે. જો તેયા વેસવા હોર આડેધડ જંગેલ નીં કાપતે તો સરકારે આ જમીન પોતાના નામે નીં કચરી હોતે ! પુણ બદુ જ જંગેલ સરકાર હતેણ જવાથી જંગેલ કાપવાનું બંદ થી જ્યુ સે એવું ની મેં ! ઉલટું આદિવાશ્યૂ કરતે ઘણા મોટા પરમાણમેં હાવ આયા જંગેલ કાપવાના ધંદા મેં કેતરાક મોટા મોટા માફિયાઓ (સોદ્ધા) ઉતરી પચડા સે. ઉપેર હુદી હાત પોં' સેલા હોયકને તીમનો આયો જંગેલ કાપવાનો ધંદો ઉઘાડો ને સલામત સાલતો રે' સે. આયા માતા માફિયાઓને લીદે હમણેં હમણેં ઉત્તરપ્રદેશમેં ૮૦ હજાર હેક્ટરનું જંગેલ અમહેજ હળગાવી દીધેલું !

આમ બદી બાજુથા મુશ્કેલી પડવાથી આજકાલ આદિવાશ્યૂને પેટ ભરવા હોર તકલીફ પડ વા લાગી સે. ખેતી કરવા જાય તૅર જમીન હોત માપ કરતે ઓસી સે પુણ પોતાનો વિકાસ હોત પસાળ રી' જે'લો સે. ભણતર નીં મેં એતરેં તંત્ર ગનાન નીં મેં ને તેમેં દુકાળમેં વદારાના મઇનાની જેમ બદી જમીન ડુંગરાળ ને ખેતી લાયક નીં મેં. વહરાત નું પરમાણ મેદાની વિસતાર કરતે વદાર હોય તે હોત પાણી પળે સે. તે વઇ જવા હોર જ ! પાણી અટકાવવા ના કોય ઉપાય હોત નીં કરતા હોયકને ૧૦૦-૧૫૦ સે.મી. જેતરો જોરદાર વહરાત પળતો હોય તે હોત કામનીં લાગતો. કૂવો ખોદીન ખેતી હોર પાણીની સગવડ કરે તૅર લાઇટ કાં સે? આજે હોત ભારતના ઘણા આદિવાશ્યૂ વિસતારોને લાઇટ હું સે તે દેખવા નીં મચલું એ હાસી વાત સે. લાઇટનીં મેં તૅર બીજા યાંત્રિક ગનાનની તો કલ્પનાજ કરવાની. તે હોત ઉંધી વાતો હામે લડાય કરીન તીને જીતવામેં આદિવાશ્યૂ કાસા પળતા હોય તે હોત ઉંધી વાત જોળે તાલ મેળવીને જીવી લેવામેં આદિવાશ્યૂની બરાબરી કોય નીં કરી હકે.

ખેતી હોર પાણીની સગવડ કરવા હોર સાતપુડા વિસતારમેં આદિવાશ્યૂમેં એખ અલેગ રીત તીયાર કરલી સે. જાં ઢાળ હોય તાં વઇ જતુ કોતેળાનું પાણી પથરા, ઝાડી ઝાંખરા નાખીને અટકાવી રાખવુ ને તીમેંથા સાહ પાડીન ખેતીની જગા હુદી બે-સાર ખેડૂત ભેગા થી'ન લી' જવુ તે રીત સે. બે-સાર ખેડૂત ભેગા થી'ન સલાવેલી આ રીત અલેગ જ સે. આ રીતની સગવડ ખાલી વહરાતમેં જ થાય સે. ઘણુ કરીન વહરાતના બે-સાર મહિના હુદી આયી રીતે પાણી મલે સે પસેન તો પાકને જીવાડવા હોર પાણી મુંડે ચડાવીન લાવ્વુ પડે સે. આતરી તકલીફ વેઠીને હોત ખેતીની નીંપજ કેતરી હોય તે તો કે'વાજ પડે ! અમહેજ આદિવાશ્યૂ ને અંન ની અછત બારે મઇના હોય સે. આખી જીંદગીમેં ખૂબ ઓસા દાહડા પેટભરીને ને ભાવે તેવુ ખાવાનું ખાવા મલેસે. એતરે બદાને ઓસુ ખાવાની તકલીફ રે' સે. તીમે હોત બીડી, તમાકુ, છીંકણી જેવા વ્યસનો નાનેથાજ વળગેલા હોય સે. આયી વાતોંનું પરિણામ તીમની તંદુરસ્તી પૅર થયા વગેર નીં રેતુ ને નાનલા સોરાથી લી'ન ડાહલા હુદી બદાની ઉંમર તીની હોય તે કરતે બે-સાર વરહ વદાર દેખાય સે.

વહરાતમેં ખૂબ પાણી પડે તે હોત તીની તકલીફ ઓસી થાય કે તીને કોય રસ્તો મલે સે એવુ નીં મે. વરહાત મેં પડેલુ બદુ પાણી ઢાળપૉરથા મેદાનમેં ઉતરી વઇ જાય સે ને પસેન પીવાના પાણી હોર વરહ આખુ રખળવું પડે સે! તાં કંઇ સરકારની પાણી ભરેલી ગાડી નીં પોં'સતી. એતરે પીવા હોર જો તાજુ પાણી નીં મલતું હોય પસેન અંઘોળ કરવાનો તો વસાર જ ક'કમ જોડાય ! હટવાડિયામેં એખ દાહડો કોય જગાએ ખાબોચિયામેં એખ ડૂબકી લગાવી લે તે હોત ઘણુ કે'વાય ! પસેન આવામેં તીમને ઝાડા, ખરજવા બીજા ચામડીના રોગો થી' જાય તેમેં હું નવાઇ ? તેમેં ડોક્ટર જોળે જી' ન ઇલાજ કરાવો તે કંઇ હીદી વાત સે? માણહ મંગળના ગ્રહ ઉપેર જવાની તીયારી કરતો હોય પુણ અહીં બીજો એખ માણહ આજે હોત અંધશ્રદ્ધા મેં ડૂબેલો સે. તેંયો આજે હોત ડોક્ટર કરતે બડવા ઉપેર વદાર ભરોસો રાખે સે. બડવાના ગજા બાહેર કેસ જાય ને જાનનું જોખમ ઉબુ થાય તૅર દવાખાને જવાય ! તીમેં કેતરા માઇલનું અંતર કાપીને સે'ર મેં આવ્વાનું. રસ્તો હોત નીં ને મોટર હોત નીં. ઝોળીમેં નાંખી માંદાને દવાખાના હુદી લાવ્વા મેં તો મોટે ભાગે એયો રસ્તામેંજ પૂરો થી' જવાનો ડર, ઘૉર હોત સોડવાનું ને આંગણું પારકુ રે'. તીની

કરતે તેયાને ઘૉરમેંજ મરવાનું હે'લુ પડે, એવી હાલત ! આયુ બદુ રોજના જીવ્વાનો ભાગ ગણીને જીવતા આદિવાશ્યૂને માણહ કે'વાય કે જનાવર એયો સવાલ પૂસવો પડે. જે ભાળીને જાણીને દુખ થાય એવી હાલત હોર જેમ બાહેરની વાતો જબાવદાર સે તેમ આદિંવાશ્યૂ પોતે હોત જવાબદાર સે ભૂલી નીં હકાય.

આર્થિક રીતે નબળા હોયકને કોઇપુણ વસ્તુ વેસાતી લેવા આલવાનું પરમાણ ઓસુ સે, એતરે કોય ધંદો વેપાર ની મેં. ઉંસા નીસા ડુંગરાળ પ્રદેસને લીદે કારખાના નીં મેં, ખેતીની નીપજ ઓસી ને તીની હામે આદિવાશ્યૂ મેં વસતીમેં ખૂબ વદારો. આયા બદાને લીદે આદિવાશ્યૂ વિસતારમેં બેકારીની હૌથી મોટલી તખલીફ તીમનો કોળિયો કરવા અગૉળ વદી રે'લી સે.ખૂબ અગરી બનતી જતી આ વાતની હોર એખ ટંકનું ખાવાનું માંડ માંડ કમાવા આદિવાશ્યૂને જે મે'નત કરવી પડે સે તે ભાળતે આ તખલીફ કેતરી મોટલી સે તે હમજી હકાય સે.

વહરાત સોડીન બાકીના આઠ મઇના આદિવાશ્યૂને કમાવા હોર ઘૉર સંસાર સોડીન મેદાની વિસતારમેં રખળવું પડે સે તે આખી દુનિયા જાણે સે. હજારો વરહ જૂની પોતાની સંસ્કૃતિને મેદાનના વિસતારથી આજ હુદી અલેગ રીતે હાસવી રાખતો આદિવાસી આજે પોતાના નાનલા નાનલા સોરાંવ લી'ન સે'રની ડામરની સડક પૅર ઉઘાડા પૉગે રખળતો જોઇને આપળુ લોહી ઉકળી જવુ જોયેં ! પુણ આજના જમાનામેં એવી આસા રાખવી એ નબળાઇ ગણાય. એખવીહમી સદીમેં જવા હોર નાચ રમત કરતા માણોહ ને પોતાના રસ્તામેંનો પથ્થર લાગતો આદિવાસી આજે મલે તે પેટમેં નાંખવા હોર મલે તે કામ કરી લી'ન દાડા કાડી રે'લો સે. તીને પોતાની જાતમેં હોત કોઇ ફરેક લાવ્વાનો રંગ ની ચડ્તો. વાત કરતી વખેત તીને પોતાની હોર કોય ચિંતા નીં હોય તેવું લાગે સે. જલમ લીદો તૅર હાવ કોય રીતે જીવી લી'યે એવુ જ તેયો માને સે.

મેદાની વિસતારમેં નાનલા મોટલા સે'રોથી લી'ન કોઇ નાનલા મોટલા ગામડા હુદી જાં પુણ કોય કમાય મલે તેમ હોય તાં આદિવાશ્યૂના ટોળા ફરતા દેખાય સે. આવામેં તીમને ઘણીવાર એવા કામા કરવા પડેસે, જીની જોળે તીમનો કોયજ સંબંધ રે'લો હોતો ની મેં પુણ પેટમેં બે-સાર કોળિયા જાય ને બે-સાર પશ્યા હોત હાત લાગે, બસ એતરીજ તીમની આસા હોય એવુ લાગેસે. ને આવી હાલત એખ બે દાહડા જ નીં પુણ આખુ વરહ ને દર વરહે સાલુ રે' સે. એતરેજ આવી હાલતથી તેયા હાવ ટેવાય જ્યા સે. એતરી હદે કે તીમને લૂંટવામેં આવી રે'લાસે તે હોત તેયા જાણતા નીં મે.

કોઇને હોત તીની હોર વાત લખવાની સે કે તીની મુલાકાત લેવાની સે એવુ કીયે તો રંગથી અગૉળ આવે એવી એખ વાત સે. પુણ ભણેલા ને વારૂ સીંથરા પેરેલા માણહુ ને ભાળીન બે ડગલા પસાળ ખસી જનારા ને ગુમસુમ રે'નારા આદિવાશ્યૂના મનમેં ઘણા સવાલ હોય સે. તીમનું આમ અલેગ ને દબાય ને રે'વુ તે આપળા જીવને હલાયવા વગર નીં રે'તુ. આપળી અગૉળની પેઢીના હાતે એવુ તો હું થ્યું ઓહે કે માણહ જેવા માણહ હોયકને હોત આયા લોકુ માણહથીજ અલેગ રે'તા હોય ? આ સવાલનો જવાબ મને તો હજુ નીં મયલો. નિહાળ જતા નાનલા સોરાંવ ને એખદેમ હુકાય જેલા ડાહલામ ને બાદ કરતે આખાને આખા કટમ આ મેદાની વિસતારમેં ફેંકી દીદેલા ઝાડી ઝાંખરાની જેમ અહીંથા તાં ને તાંથા અહીં રખળતા ભાળીન આજુબાજુના સમાજને કેમ કાંય નીં થતુ. તેયો હોત એખ મોટલો સવાલ સે. નક્કી વખેતના વાયપુવન પોતાને ફાવતા નીં હોવાને લેદે નક્કી વખેતે એખ જગાએથા બીજી જગાએ જતા પોથાં ને આ લોકુ મેં કોય ફરેક ખરો ? પુણ આયાની આવી હાલત હોર વાયપુવન કરતે વદાર જબાબદાર સે તે આદિવાશ્યૂ હોર ની સરકારની સામાજિક વાતો નીં દેખવાની ને ટાળવાની વાત.

ઘણુજ સબ્દ ઓસો પડે એવા પરમાણમેં પડતુ પાણી ખરી જગાએ સંઘરવાની કે અટકાવાની વાત નીં હોયને તે આદિવાશ્યૂના કામમેં નીં આવતું. ઘણી જંગેલની સંપત્તિ ને ખનિજ સંપત્તિના જેયાને ખરા માલિક કી' હકાય એવા આદિવાશ્યૂની આજની હાલત 'ઘૉરના સોરાંવ ઘંટી સાટે....' એવી સે. મજુરી કરીન ખાવાનું હોદવા

નીકળેલા આદિવાશ્યૂને પસેન ખેતીના કામથી લી'ન રસ્તા પૅર ડામર નાખવા, સાહ ખોદવા, સાફ સફાઇ કરવા હુદી બદાજ કામુ કરવા પડેસે. ને ખાસ વાત તો તે સે કે આવા કોઇ પુણ જાતના કામ હોર તેયા ના નીં કે'તા. રસ્તા પૅર ડામરના કામ હોર ચાલતા મિક્સર મસીન પૅર કોય યાંત્રિક કામદાર ની જેમ કામ કરતા આદિવાશ્યૂને ભાળી અસર થાય સે. નક્કી વખેતે નકી રીત પરમાણે ચલાવાના આ મસીન પૅર તે ઢોર સરાવાનું જેતરૂ હેલુ સે તેવી રીતે કામ કરે સે તે ભાળીને એખ રીતે ખૂસી હોત ખાય સે પુણ તે થોડી વાર માટેજ. કારણ આયુ કામ કરવામેં કે કરવાથી તીને કોય કામનો સંતોષ થાય સે ખરો ? આયો સવાલ મનમેં પેદા થાય સે ને પસેન તીની દયા આવે સે.

રોજની રોજીરોટી કમાયને ઉપેર જો બે પશ્યા બસાવી હકાય તો ઘણુ કે'વાય એતરી ગણતરી રાખીન મેદાની મુલકમેં આવલા આદિવાશ્યૂનું અહીંનું રે'વુ ને જીવ્વુ ખૂબ ખરાબ કે'વાય એવુ હોય સે. સાર મઇનાની ખેતી હોર બી બિચારો ને ખાતર બદા હોર રકમ ઉબી કરવા થોડીક વદાર પડતી મે'નત કરી લેવાની તીયારી હાથે આવી ભન્તી જીંદગી જીવનાર આદિવાશ્યૂની હાલત કૂતરૂ હોત નીં હુંગે એવી થી' જાય સે. એવું કીયે તૅર કંઇ ખોટું નીં કેવાય. સે'રમેં આવીન તીમને બે દહાડા રોકાવા મલે એવુ કોય કામ તીમને મલતુ ની મેં. ગામડામેં જેતે ખેતરમેં કામ સાલુ હોય તાં જ બાજુની જમીનમેં રોકાય જાય સે. રખળતી ને બીજી પસાત જાતિની જેમ તંબુ લગાવીને રે' સે. વારૂ ઘૅરમેં રે'વાનું ભારતના આ પેહલા રે'વાસી ના નસીબમેં નીં હોતુ. રાંદવા ખાવાથી લીન હુવા હુદી બદુજ ખુલ્લામેં સાલતું હોયસે.તૅણ ઇંટોના બનાવેલા સૂલાથી રે'વાની જગા બને, ને કામ પૅર જતી વખેત આખો સંસાર એતરે કે ગોદડાં, બે સાર વાહણો, ટૂટલી પેટી એવુ બદુ ખુલ્લામેં મેશી જવામેં સોરીનો ડર નીં રે તો ? એવું પૂસીએ તૅર જવાબ મલે સે, 'સોરનાર સોરીન લી' હોત હું જવા ? ને સોરાય તૅર હું કરવા ? હાવ ઘૅર સોડીન બીજા મુલકમેં આવી જયા તૅર રે'વા જ પડે, બાકી અગૉળ તીની મરજી !' હાવ આયુ ભોળપણ કે'વાય કે પોતાની જાતને વારૂ નીં કરવાની વાત ! આયા જનાવર જેવા જીવનમેં કોય ફેરફાર થાય એવુ તીમને લાગ સે ખરૂ ! આયા સવાલનો જવાબ આમેજ સૂપ રી' ને હોત ઘણુ બદુ કી' જાય સે.' આયા હાલતનો સે કોય ઇલાજ, સે જ કાં ? માણહનું નસીબ કાં ને કેવી રીતે ખૂલે તેયુ કી' નીં હકાય ! એતરે આપળુ કામ સે તે કરી જવાનું. તીનું ફળ તીને આલવુ હોય તે આલહે !' આપળાને જ ઉલટો સવાલ કરે તેવો આ જવાબ ! આયી વાત તીમને કોય હંબળાવી ? ભણેલા ગણેલા માણહને હોત વસાર કરતા કરી મેશે એવી મોટલી મોટલી વાતુ ને ભારે વસાર આદિવાશ્યૂના મોમેં થા અમહેજ નીકળે તૅર નવાઇ લાગે કે આવુ બદુ આ લોકુને કોય ને કઇ સોપળીમેં થા ભણાયવુ ઓહે ?

મેદાની વિસતારમેં મજૂરી હોર આવીને પડતી તખલીફ વેઠવાની આદિવાશ્યૂને ટેવ પડી જી' સે એમ મેદાની વિસતારોના લોકુ ને હોત થી' જી' સે. રસ્તાના કામુ રાખતા મોટલા મોટલા કોન્ટ્રાક્ટરો તો હાવ તીમને લેવા તીમના ગામ હુદી પોં'સતા થે'લા સે. બાર મઇનામેંથા આઠ મઇના તો આયા ગામુમેં થોડા વારૂ કે'વાય તેવી હાલતવાળા કટમ ને બદા કટમના ડાહલા રે'તા હોય સે. તેયા તાં રી'ન ઢોરાં હાસવાનું કામ કરે સે. અહીં આવલામેંથા કોય તાં જાય, કોય વાર તીવારે કે પસેન લગન મેં જાયસે. મજૂરીએ આવલા બદાજ અભણ હોય સે એવુ નીં મેં, કેતરાક ભણેલા હોત મજૂરી હોર રી' જતા હોય સે. આવાજ એખ ભણેલા સોરાને પૂયસુ કે ભણીગણીન હોત આવુ કામ કેમ કરે સે ? તો એયો કે, 'તમાર જેવા હુદરેલા લોકુ ને નોકરી નીં મલતી તૅર અમારીતો વાત જ કાં કરવા, મેં તો બે-સાર ધોરણ હુદીન હીક્યો તે લખતે વાંસતે આવડે એતરા હોર. આજે મને લખતે વાંસતે આવડે સે તે ઘણુ કે'વાય. ને કોઇ પુણ કામ કરતે માણહને લાજ હેની આવા જોયેં ? લાજ તો સોરી કે સીનાળાની હોય !' ભણતરને ખાલી નોકરી કે કમાવાનું સાદન માનનારી વાતોના આપળા જમાનામેં આ આદિવાસી જુવાનની આયી વાત ખૂબ ઊંસી જણાય આવે સે.

રસ્તાપૅરની બદી મટોડી-ઢેફાં ખોદી કાઢીન તીની ઉપેર ઊની બપૉરના તૉપમેં ગરમ ડામર રે'લાવાનું કામ

કરતા આયા આદિવાશ્યૂ બાયડી, અદમી, સોરાંવના મોઢા પૅર પરસેવાની જોળે બીજી એખ નવાઇની વાત જોવા મલે સે તે કામ મયલાનો સંતોષ ! મેદાની વિસતારના મજૂરો જેતરીજ મજૂરી તીમને હોત મલે સે. પુણ તીના પરમાણમેં તીમનું કામ વદાર રે' સે. કોઇ પુણ કામ પોતાના ઘરનું જાણીન કરવાની તીમના દેહીને આદત પડી જે'લી હોય સે ને બીજી આદત હોય સે પ્રામાણિકતાની ! કોઇ એખ નક્કી જ કામ આયા લોકુ કરતા નીમેં. પુણ જે કામમેં બે પશ્યા વદાર મલે તેવુ કામ તીમને ગમતુ હોય સે. પુણ આવુ કામ લેવા હોર તીમનામેં અંદર અંદર હરિફાઇ, ભાંજગડ કે લડાય ઝગડા થતા ની મેં આ વદારાની જાણવાની વાત સે.

બે-સાર દાહડા તેયા જાં રે' સે તાંના લોકુને તીમનો કોઇ ત્રાસ નીં રેતો, પુણ એયા લોકુનો તમને કોઇ ત્રાસ સે કે કેમ, આયા નવા મલકમેં કોયનો ડર તમારા મનમેં રે' સે કે કેમ એવું પૂસતે જે જવાબ મયલો તે તીમની બા'દુરી બતાવેસે. ''હમુ નીં કોયનું ખાવા કે નીં કોયનું ઝપટી લેવા. હમુ હમારી તાકાતથીન જીવ્વાવાળા સે. પસેન હું કરવા કોયના બાહથી ડરવા ? ને ત્રાસ ઘણો થાય તૅર આ જગા સોડીન બીજી જગાએ... તીમે હું ? ''

કોઇપુણ જાતનું કોયપુણ કામ કરીન હાતમેં આવલા પશ્યા મેંથા તૅણ ઇંટના સૂલાના લાકડાથી લી'ન મીઠા મરસાની પડીકી હુદી આખુ બજાર પુરૂ કરીન તીમની જોળે પશ્યા કેતરા બાકી રે' તે એખ મોટલો સવાલ સે ! તે હોત જે પુણ જમીન સે, તીની હોર જરૂરી રકમ ઉબી કરવા હોર તેયા કામ કરતા જાય સે. રે'તા હોય તીની આજુબાજુ મટોડીમેં રમતા નાનલા નાગા સોરાંવ ભાળીને કી' યે કે આયા હું કરવા હતેણ લાયવા, તૅર તેયા કે' સે,'' એયા તાં હું કરે ને હું ખાય ? તીની કરતે આંયાં વારૂ સે, થોડાઘણા કામમેં હોત આવે.''

અહીંના લોકુની વાત કરીએ તૅર દેખાય આવે સે કે તીમને આયા સમાજ જોળે થી કાંય ની જોઇતુ. પુણ ઘણીવાર મોટલા ને ભલા કે'વાતા માણહુ હોત કરેલા કામનો પૂરો બદલો આલતા નીંમેં, પશ્યા તો નીં આલતા પુણ ડરાવે હોત સે એવી તીમની ફરિયાદ સે. રસ્તાના કામની જેમ તેયા બાંધકામ પૅર હોત દેખાય સે. બાંધકામ મેં જુવાન સોરીઓ હોત માલ બનાવાથી લી'ન ઇંટ, પથ્થર, રેતીનો ભાર ઉંસકવા હુદી બદાજ કામુ કરતી દેખાય સે. આવુ પૂસીએ તૅર કે'સે, ''આમ તો આયુ કામ ખેતીના કામ કરતે અગરૂ ને ભારે હોત સે પુણ હાવ કામ એતરે કામ બીજું હું કરવા ? થાય એતરૂ કરીયે સે.'' માન ને કામની વાતમેં તેમનામેં બાયડીને આદમીનો ફરેક નીં હોતો તે તીમની અલેગ જ વાત સે.

આઠ આઠ મઇના મળે તે કામ કરીન આયા આદિવાશ્યૂ વહરાત પેહલા પોતાને ગામ જવા નીકળી પળે સે તે બીજા વરહે આવ્વાની બોલી કરીને જ ! તીમનું આયુ રખળવાનું જીવન હુદારવા હોર સરકાર તરફથી થોડાઘણા પ્રયત્નો થે'લા સે એવુ હંબળાય સે પુણ હાસી વાત સે તે હાસા મનથી કામ થવુ જોયેં. આયા આદિવાશ્યૂ વિસતારમેં કાસા માલપૅર આદાર રાખે એવા ઘણા ધંદા-ઉદ્યોગોનો વિકાસ કરી હકાય તેમ સે. તીની હોર પ્રામાણિક પ્રયત્નો થવા જોયેં. એખલા આપણા મહારાષ્ટ્ર રાજમેંજ કાગળ પૅર આદિવાશ્યૂ હોર ચારસો ને એંસી યોજનાઓ સે ને તીની હોર દર વરહે પાંચસો એંસી કરોડ રૂપિયાની જોગવાઇ હોત કરલી સે. પુણ જો ખરેખર આતરા પશ્યા આની પૅર વપરાતા હોય તૅર આજે આયી હાલત દેખાતી જ કેમ ?

ડોળીનું તેલ કાડવાનું, તેલ મેંથા ચીજવસ્તુઓ બનાવવી, આલ્કોહોલ બનાવવો, ફળોના રસ ને બીજી વસ્તુઓ બનાવી ને હવા અંદર નીં જાય તેમ બંદ કરવું એવા ઘણા કુટિરઉદ્યોગો અહીં આરામથી સલાવી હકાય. ખાલી તીની હોર બે-સાર ધોરણ ભણેલા આદિવાસી જુવાનિયાને પ્રામાણિકતાથી યંત્રો ને પશ્યા આલવાની જરૂર સે. બીજુ ભગવાને મોટુ મન રાખી આલેલી આ કુદરતી સંપત્તિનો પર્યટન (ફરવા હોર) હોર વિકાસ કરાય તૅર ગામડે ગામડે આર્થિક સાદનો મલી હકે. સ્વિટઝર્લેંડ જેવા દેહ ને આવી વાતમેં ધ્યાનમેં રાખવામેં આવે તૅર આદિવાશ્યૂના જીવતરમેં ઘણા મોટલા પાયાના ફેરફાર લાવી હકાય. બારે મઇના બરફ પડતો હોય, ટાઢા કરી નાંખે

એવી ઠંડી ને દૂર દૂર હુદી ફેલાયેલું જંગેલ એ વાતોને કુદરતનો સરાપ નીં પુણ વરદાન ગણીને પર્યટન ને જંગેલ પૅર આદાર રાખનારા ઘંદા સલાવીન આ દેહ આજે માથાદીઠ આવકની વાતમેં આખી દુનિયામેં પેહલો સે. આપળા હિમાલયનો આખો વિસતાર આચી હાલત જેવોજ હોવા છતાં આપળે અહીં પર્યટનનો ઘંદો વદારી નીં હયકા તીનું કારણ કામ કરવાની આખી રીત ખોટી હોતી. આજે સરકાર આદિવાશ્યૂની સમસ્યાઓ દૂર કરવા હોર જે યોજનાઓ સલાવેસે તે ખોટી નીં હોત હોય તે હોત તીની કામ કરવાની રીત વખેત પરમાણે બદલવી જોયેં એવુ કી' હકાય. આજની આવી યોજનામેં ખાસ નોંદ લેવી પળે તેચી આદિવાશ્યૂ સહકારી સંસ્થાઓ સે. આવી સંસ્થાઓ તરફથી ગરીબ આદિવાશ્યૂ ને બી બિયારો, ખાતર, દવાઓ ઓસી કિંમતે વેસવામે આવે સે. તેયાની ખેતીની ને બીજી નીપજની ખરીદી વેસાણ પૅર થાય સે. કેતરાક વિસતારોમેં લાઇટ પોંસાડાવાનું કામ સાલે સે. હાલ આ કામુની જોળે જ જો તીમની તંદુરસ્તી ને જીવન હોર કંઇ કરી હકાય તો ઘણુ મોટલું કામ થીયાનો સંતોષ મલી હકે. એવા ઘણા કામુ કે યોજનાઓ બતાવી હકાય કે જીના આદારે આદિવાશ્યૂ ભાઇયુ હામે આવી રે'લી એખવીહમી સદીમેં આપળી જોળે ખુલ્લા દિલથીન અગૉળ સાલી હકે.

આપળી તાકાતથીન બનાવલા સુપર કોમ્પ્યુટર, મિસાઇલ, ઉપગ્રહ, અણુબૉંબ જેવા ભારે સાદનો લી'ન આપળે ભારતના લોકુ એખવીહમી સદીને આવકારવા હોર નીકળી પયળા સે ખરા પુણ આપળી જોળે જો આયો ભારતનો મૂળ રે'વાસી એખવીહમી સદીને દેખાય નીં તૅર મોટલી તખલીફ ઊબી થહે. એતરેજ આચી મોટલી વૈજ્ઞાનિક પ્રગતિની જોળેજ જો આદિવાસી તીની જોળે લીલુંછમ જંગેલ, ખળખળ વે'તુ કોતેળુ, નાનલા કોતેળાનું ચોખ્ખુ પાણી, ડુંગર પૅરથા પળતા સફેત પાણીના રેલા, જાતજાતના જનાવર ને પોધાંના ગીતાં અહલુ બદુ જોળે લી'ન આવે તો મને લાગે સે કે એખવીહમી સદીજ હામે સાલીન આપળાને રંગથી ભેટી પડહે. એતરે આ આપળા દેહના પેહલા રે'વાસીને ભૂલવુ એતરે હાતે કરીન પોતાના પૉગે કુહાડી મારી લેવા જેવુ સે...માટે... ○

## વસન

*મોગ્યા તળવીએ બદા આદિવાસી હોર બનાવલું આયુ વસન અહીં મૂળ પાવરી ભાષામેંજ આપલું સે.*

ભારત મારૂ દેસ સે.
મારા દેસોપર મારૂ જીવ સે.
આખા આદિવાસી સે. ઇનૂહૂ મારોં માન સે.
મી ગરીબ, લાજવાયણારૂ સે, પૂણ કાય કમી ની.
આદિવાસી જાતીપર મારોં મેર સે.
મારા આદિવાસી જાતીપર ખુબ ખાત્રી સે.
આદિવાસી જાતીહી રૂઢી, ભાષા, રિતીરિવાજ ઇનાપર મારોં ખુબ માન સે;
એને તિનાહા ટિકવણૂ મારોં કામ સે.
આદિવાસી જાતીહી જ્યૂ તરાસ ઓયૂહ, તિનાહા ખપીન ની લેણારૂ.
આમૂ આખા આદિવાસી એકૂજ સે.
આમરા આદિવાસી આખાહા હાતે-દુહરા હાતે, હોગા, બાયહે મિલીન,
હાજા વિચાર- હાજી વાત મારોં તિયાર કંનેન પ્રયત્ન કોરૃયહ.
આખોં જમિન સુડીન સેટૂ જાણારૂ નાહા.
યં જમિન રાખણેન મારોં કામ સે, ઓહલોં વસન લેહો.

મોગ્યા જે. તળવી

મુ.પો. ખુંટામોડી, તા. ધડગાંવ

# આપળે આદિવાશ્યૂ

## હોતા, સે ને અગોળ હોત આદિવાશ્યૂ જ રે'વા !

ગુણાજી રામા ગાવિત
ભિક્યા લહાણુ રાઉત
ચિંતામણ ગાવિત

*આજે બદા એવુ માનેસે કે હમુજ બદાથીન વારલા સે ને હમારોજ ધરમ બદાથીન ઊંસો સે. પોતાના ધરમને બદાથીન વારલો ને ઊંસો માનવો એથી વારૂ વાત સે પુણ તીનો અરથ એવો નીં મેં કે બીજા ધરમ વારલા ને ઊંસા નીં મેં. આદિવાશ્યૂનો ધરમ હોત વારલો ને ઊંસો સે. ઘણા આદિવાશ્યૂ સે'ર મેં જી'ન સુદરી જાયસે પસેન તીમને આદિવાસી હોવાની સરમ આવે સે. પુણ એવુ નીં થવુ જોયેં. અહીં ગુણાજી રામા ગાવિત, ભિક્યા લહાણુ રાઉત ને ચિંતામણ ગાવિત જેયા મહારાષ્ટ્રના નાસિક જિલ્લા મેં રે'સે તેયા પોતે આદિવાશ્યૂ હોવાનો ગર્વ કરે સે. તીમની વાત તમુને હોત હારી લાગહે.*

નાસિક જિલ્લાના બૂડમણા ભાગમેં આદિવાશ્યૂની ઘણી વસતી સે. હમણેજ પેઠ તાલુકાના સાદરપાડાના આદિવાશ્યૂ ગરીબ હોય ને બીજા કારણેથી ખ્રિસ્તી ધરમ અપનાયવો આ નવો ધરમ લીધેલા આદિવાશ્યૂ એ વિસતારમેં આવતા ધરમની વાત કે'નારાની મદતથી ગામમેં એખ ચર્ચ બનાયવુ. કાચરા, સાદરપાડા આયા ગામો ગુજરાત રાજની હદ જોડે જ આવલા સે. આ નવા ચર્ચ મેં ભેગા થી'ન પ્રાર્થના ને બીજા બદા કાર્યક્રમો હોત ચાલુ થ્યા ને તીની હોર આજુબાજુના બીજા ગામો, ફળિયાઓ ના લોકુ હોત તીમેં જવા લાયગા ને...

કેટલીક ખાસ ને નક્કર વાતો :

ડોડિયાનો દાહડો આ તાલુકામેં રજાનો દાહડો સે. આ દાહડે કોય ખેતીનાં કામો નીં કરતું. ખાલી ઘોરના કામકાજ ને બજારની ખરીદી થાય સે. પેઠનો હટવાડિયાનો હાટ દેવને દાહડે ભરાય સે. પુણ ડોડિયો રજાનો દાહડો હોયકને ડોડિયાના દાહડે હોત હાટ ભરાય સે. આયો રિવાજ ઘણો જૂનો સે તે હોત સાદરપાડાના આ ખ્રિસ્તીઓ ડોડિયાને બદલે દિતવારે રજા રેય એવી જીદ લેદી. ચોખ્ખી રીતેજ ગામ લોકુ ને ગ્રામ પંચાયતે હોત આયી વાત ની ના પાયડી. ને તાંથાજ ઝગડાની સરૂવાત થી' એમ કી' હકાય. તીમેં આયા નવા નવા ખ્રિસ્તી થે'લા સોરાવને ધરમની વાતો ફેલાવા હોર ચર્ચમેંથા પગાર મલવા લાજ્યો. તીને લેદે તેયાવ પશ્ચેટકે બીજાના કરતે વદાર હુદરી જ્યા ને તેયાવનો વટ હોત વદી જ્યો ને તીમની રોજની રે'વાની રીતમેં હોત વારૂત ફરેક પડી જ્યો.

આયા આદિવાશ્યૂ વિહતારમેં આદિવાશ્યૂની સેવા કરવા આવલા કેતરાક તલાટીઓ, માસ્તરો, સરકારી અદિકારીઓ, શેઠિયાઓ, વેપારીઓ જેવા બાહરેથી આવલા લોકુએ અહીં ગણેશ ઉત્સવ જેવા કેતરાક ધારમિક તીવારોની નવે નામથા ઉજવણી સરૂ કયરી સે. કેતરીક જગાઓએ તો મંદિર હોત બંધાય જ્યા સે. તીવાર ઉજવાઇ રે'લા સે. જાતરા સરૂ થી' જી' સે. ને કેતરાક બામુણના રિવાજો હોત સરૂ થી' જ્યા સે. હુદરેલા સે'રના વિસતારોમેં આવા કાર્યક્રમો વારૂ ઉજવાતા હોય સે. એતરે જાણે અજાણે હમુ હોત આ કરવા લાયગા સે. હાચુ કે'વા તો આપળે આદિવાશ્યૂ હીંદુ હોત નીં મેં. હીંદુઓની ગણેશ પૂજા આપળા કોઇપુણ દેવની પૂજા વિદિમેં નીં આવતી. આપળા

મુખ્ય દેવના કામમેં ગણેશ, સરસ્વતી, રામ જેવા કોઈ દેવ આવતા નીંમેં. આપળે આદિવાશ્યૂ એતરે કોકણી, કોળી, વારલી જેવા લોકુ ડુંગોરને ખોળે રે'નારા, રમનારા, પોતાની રીતે જીંદગી જીવ્વાવાળા સે. આપણા જેવાજ આપળા દેવો હોત ડુંગરોમેં રે'નારા ને જંગેલમેં ફરનારા સે.

ડુંગોરદેવના આપણે પૂજારી. આપણી હાચી પૂજાવિદિ ને માનતા, બદીજ વાતો ડુંગોરદેવ જોળે જુડાયલી સે. આયા વિદિ વખેત આપણા પૂજારી જે દેવોને નોંતરે સે તેમેં ગણપતિ, રામ, વિષ્ણુ જેવા એખ પુણ હીંદુઓના દેવ નીં મળે. આપણી આ વિદિની સરૂઆત હોત ગણપતિની પૂજાથી નીં થતી. આપણા પૂજારી કે ભગત જે દેવોને બોલાવેસે તીમેં જે કનસરીમાતા, હિરવા દેવ, ભેખડમાતા, ચેઠુ આહુરા, ગામદેવ, વાઘદેવ જેવા દેવો હોય સે. આ બદી વાતો હામે જોતલબથી આદિવાશ્યૂને હીંદુ બનાવી દેવાનો અરથ હું સે ? પુણ દિલ્હીમેં ને રાજમેં હોત હિંદુવાળી સરકાર સત્તાપૅર આયવી પસેન આ વાતો વદી જી'સે. હમણે હમણે તો કેતરીક જગાએ થોડા સુદરેલા કે'વાતા આદિવાશ્યૂ લગનમેં હોત બામુણને બોલાવા લાયગા સે. પુણ આયા બામુણદેવ બાપા હમારા હાતનું પાણી નીં પીતા કે હમારી જોડે ખાતા હોત નીં. ઘણુ કરો તો દાણા બાંદીને લી' જાય સે. હાસી વાત તો અયે સે.

ખ્રિસ્તીઓ જેયાવને ધરમની દીક્ષા આલી તીમેંથા મોટા ભાગનાને બિમારી વખેત દવા ગોળી આલી હોતી ને જરેક હારૂ થ્યા પસેન તરત તીમના પૉર પવિત્ર પાણી સાંટીંન તીમને ઇસુના ટોળામેં ભેગા કરી દેદા. બીજાવને મોટે ભાગે અનાજ આલીન જેઠ-અખાડના મરવાના દા'ડામે જીવાયડા હોતા. એતરે આ બિચારા નીં પૂરા માણહ ને નીં પૂરા જાનવર એવા આદિવાશ્યૂ પાદરીઓની આજુ બાજુ ભેગા થવા લાજ્યા સે. એ હોત હાસું સે ! આવા વખેતમેં હીંદુ શેઠિયાઓ, દુકાનદારો હોત પસાળ રેય ખરા ? તેયાવ હોત આ મઇનામેં અનાજ ને પશ્યાની મદદ કયરી ને પસેન એ બદુ વસુલ કરવામેં વાણિયા જેવુ કયરૂ. ગરીબ ને ભોળા આદિવાશ્યૂને મનફાવે તેમ લૂંયટા જ સે. એજ તો હાસી વાત સે ! આયી રીતે શેઠિયાઓ હોર લૂંટ, જોરજુલમ ને સેતર્યા પસેન પાસો અમારી પૉર પોતાના ધરમનો સિક્કો મારવો એ ઘણુજ ખરાબ કે'વાય.

નોકરી ધંદા હોર પોતાની જાતનો દાખલો જોવતો હોય સે. તીમેં એખ સવાલ હોય સે -તમારા દેવ ક્યા સે ? કોની પૂજા કરો સો? આયા દાખલામેં હીંદુ હોય કે ખ્રિસ્તી બદાજ આદિવાશ્યૂ પ્રતિજ્ઞાપત્ર પૅર હું લખાવે સે તે જોવા જાણવા જેવું સે. આદિવાશ્યૂ મરજી પરમાણે લખે સે કે હમુ ડુંગોરદેવની પૂજા કરીએ સે. તીમેં નીં તો પ્રભુ ઇસુનું નામ હોય સે કે નીં હીંદુ ગણપતિ નું નામ કે વિષ્ણુભગવાન નું નામ હોય સે. આયી આ ઘણીજ ખરાબ હાલત હમુ ઘણા વરહોથા જોયેં સે, અનુભવીએ સે ને અગોળ હોત અનુભવ કરવા જ !

(પેપર 'દેશદૂત', નાસિક મેં થા)

O

# ભીલુનું ભવિષ

ગણેશ દેવી

*ભીલુના ભવિષની વાતો ડો. ગણેશ દેવીએ કરલી સે. હાવ દેવી સાહેબને કોયની ઓળખતુ ! બદા ભોંયા સે. દેવી સાહેબેજ ભાષા કેન્દ્ર બનાવલું સે. આદિવાશ્યૂને અગોળ લાવ્વા હોર આજે દેવી સાહેબ રાત દા'ડો કામ કરી રે'લા સે. દેવી સાહેબ વડોદરાની કોલેજમેં અંગરેજી ભણાવતા હોતા પુણ રાઠવા હોર કામ કરવા તેયા તીમની વીહ હજારની નોકરી સોડી દેદી, ને હાવ રાઠવા હોરજ કામુ કરે સે. અહીં તીમની વાતમેં ભીલુનું ભવિષ હું સે ને હાવ અગોળ ભીલુનું ભવિષ વદાર વારૂ ક'કમ થહે તીની વાતુ કરવામેં આવલી સે.*

ભારતની આદિવાસી પરજામેં ગોંડ, મુંડા ને ભીલ એયા તૅણ મુખ્ય જૂથો સે. ભીલ આદિવાશ્યૂ મદ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાત ને રાજસ્થાન એયા સાર વિસતારમેં ફેલાયલા સે. તીમની નક્કી સંખ્યા કેતરી તે કે'વુ અઘરૂ સે તે હોત તેયા બે કરોડ કરતે વદાર હોવી જોયેં એવુ વસતી ગણતરીના અલેગ અલેગ આંકડા પૅરથા માની હકાય. ભારતમેંના કેતરાય નાનલા નાનલા રાજયની વસતી કરતે ભીલુની સંખ્યા નક્કી વદાર સે, તે હોત આપળા દેહના જીવનના કોઈ પુણ ભાગ પૅર ભીલુની સંસ્કૃતિની કોય ખાસ અસર દેખાતી નીં મેં. એતરૂજ નીં, સામાન્ય ભારતીય માણહને આયા દેહમેં ભીલ આદિવાશ્યૂ રે' સે, તીમની કોય અલેગ સંસ્કૃતિ સે, તેયા ખૂબ જૂનલી એવી સંસ્કૃતિ સે, એવી કોય વાતની કોય ખબર હોત હોય એવુ લાગતુ નીં મેં.

ભીલુની સંસ્કૃતિ કેતરી જૂનલી સે તે નક્કી કે'વુ તો અઘરૂ સે પુણ એતરૂ કી' હકાય કે મહાભારતના વખેતના સમાજમેં ભીલુનો સમાવેસ થાતો હોતો. તેયા કાં'થા આયવા કે પસેન તેયા પેહલેથાજ અહીં રે'તા હોતા, એયી વાતમેં હોત આજ લગેણ કોય સંસોઘન થીયુ નીં મેં. પુણ તેયા ભારતના પશ્ચિમ-મદ્ય વિસતારમેં રે'તા હોતાને આજ હુદીન તીમની એખ સળંગ સાંસ્કૃતિક પરંપરા સાલતી આવલી દેખાય સે, આયી વાતમેં કોય સક નીં મેં. હાતમેં તીર કામઠી લી'ન જંગેલમેં ફીરતા, આશ્રમમેં મલતુ ભણતર ગુમાવેલા, સત્તાના કેન્દ્રથા સેટે રાખવામેં આવલા ને તે હોત યુદ્ધવિદ્યામેં હુસિયાર, બુદ્ધિવાળા ને બા'દુર એવા એકલવ્ય જેવા મહાભારતમેંના દેવ જેવા માણહુને ભીલુના હૌથી પેહલા માણહ માનવામેં આવે સે. રામાયણમેં હોત તીમની ચોખ્ખી વાત દેખવા મલે સે. શબરી જેવી બાયડી કે વાલ્મિકિ જેવો સિકારી ભીલુજ હોવા જોયેં એવુ રામાયણના વખેતની સંસ્કૃતિની વાતોમેં જોવા મલે સે. જો તેમ હોય તૅર ભારતીય સાહિત્યની સરૂઆત ખૂબ જૂનલી ભીલ સંસ્કૃતિમેંજ થી' એવુ કી' હકાય. જો કે રામાયણમેં બતાડેલા વખેતના ઈતિહાસ હોર આપળાને વદાર ખબેર નીં મલતી.

પુણ જે વખેતની નક્કી ઐતિહાસિક ખબેર મલેલી સે તે વખેતની સરૂઆતમેંજ શૂદ્રકે લખેલા 'મૃચ્છકટિકમ્' નાટકમેં જંગેલમેં રે'તો ને રાજસત્તાના ખૂબ જૂનલા ને ઐતિહાસિક વખેતનો ભીલ સ્વતંત્ર સ્વભાવનો, વીર લડવાવાળો, વિદ્યાઓમેં પાકો ને અન્યાય હોર લડી લેતો હોતો એવુ જોવા મલેસે. વસલા વખેતના ઈતિહાસમેં

અલેગ અલેગ રાજાવે ભીલ સરદારોને પોતાના રાજમેં મહત્વની જગાઓ પૅર મેશ્લા હોતા એવુ જાણવા મલેસે. ખાસ કરીન સેનામેં ને કલામેં ભીલુ અગૉળ રે'તા હોતા. અંગ્રેજી રાજની સરૂઆતમેં ભીલુએ અંગ્રેજી રાજનો જબ્બર વિરોદ કયરો હોતો, ને ઘણા વરહુ હુદીન અંગ્રેજી ફોજ હામે લડાય કયરી હોતી. આયી બદી જૂનલી વાતો ઘણો રંગ ચડાવે એવી સે એયી વાત હાસી પુણ આજે ભીલુની જે હાલત સે તીમેં આયી રંગ ચડાવે એવી વાત કોય જગાએ દેખાતી નીં મેં.

ભારતના સાર રાજમેં ફેલાયેલા ભીલુ આજે હજારો નાનલા નાનલા ગામુમેં રે' સે. કોયપુણ મોટલા સે'રમેં વદાર ભીલુ રે'સે એવુ જોવા નીં મલતુ. સે'રમેં તેયાવ આવે તો ખાલી મજૂરી કરવા હોરજ. ખૂબ થોળા ભીલ આદિવાશ્યૂ સરકારી નોકરીઓમેં મોટલા સાયેબ થે'લા સે (ખાસ કરીન રાજસ્થાનમેં) કે કૉલેજ કે યુનિવર્સિટીઓમેં ભણાવાના કે એવા બીજા મોટલા ધંદામેં જુડાયલા સે. અનામત જગાઓ પૅર ચૂંટાયલા કેતરાક લોક પ્રતિનિધિઓ થોળા ઘણા સે'રીયા થે'લા દેખાય સે. પુણ આવા ભણેલા ને વારૂ જીવન જીવતા ભીલુની સંખ્યા કુલ સંખ્યાના એખ ટકા જેતરી હોત નીં મે. વદારામેં જેયા ભયણા ને સે'રમેં જયા, તેયા તાંની રે'ણી કરણીમેં એતરા ખોવાય જયા કે તીમને પોતે ભીલ હોવાની લાજ આવે સે. ને બીજાવને કાંઇ મદત કરવાની કોય મરજી હોત નીં રી'. એતરે થોળામેં કી'યે તૅર ભીલ કે'વાય તે આખો સમાજ કાં તો ગામડામેં કાં તો સે'રમેં મજૂર થી'ન પૂરો થી' જેલો સે.

ગુજરાત હોય કે પસેન મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર કે રાજસ્થાન, ભીલુનું ગામડું એજ રાજના બીજા ગામડાથીન એકદમ અલેગ જ હોય સે. તરત નજરમેં નીં આવે એવુ. બદા કટમના ઘૉર બીજા ઘૉરૂ થા અલેગ, ખાસ કરીન ખેતરની વસમેંજ બનાવલું. તેમેં વળી આયુ ગામ હોત નાનલી નાનલી ટેકરી પૅર નીંતે ઢાળ પૅર વહેલુ હોય સે. ગામ હુદીન પોં'સવા આખો ને પાકો રસ્તો હોત નીં હોતો. બાયડીયું ન અદમીયુ હવારેથા હાંજ હુદીન ખેતરમેં કે પસેન ઢૂકળેના જંગેલમેં કામ કરતા ફીરતા હોય સે. નાનલા સોરાંવ વદાર અવાજ કયરા વગેર ઘૉરની બા'રે રમતા હોય સે. તેમેં હોત ભીલુંનું નાનપેણ ખૂબ જલદી પુરૂ થી' જાય સે. ગામડાઓમેં નિહાળ સલાવામેં આવે તે હોત લાંબા વખેત હુદીન સાલતી નીં મેં. બાયડીયુના દેહી પૅર છુંદણા હોય. ઘણુ કરીન બાયડીયુ સાંદીના કે કથીરના ઘરેણા પે'રે સે. અદમીયુનો ઘણો વખેત પાયડાની અંદેર ભાંગ વાળીન બીડી બનાવામેં ને તે પસેન તાડ્ના ઝાડ પૅર નજર રાખવામેં જાય સે. ગામમેં, રસ્તા પૅર લાઇટ હોય તૅર ઘૉરમેં લાઇટ નીં ને ઘૉરમેં લાઇટ હોય તૅર રસ્તા પૅર અંદારૂ હોય એવી હાલત હોય સે. વહરાતમેં વાવણી થાય તૅર બે-એખ મઇના ખેતીમેં ધ્યાન આલવાનું, પસેન ભાદવાની અમાહથી નાચવાનુ, તીવારો ને માનતા તેમેંજ તાકાત બગાડવાની. દહરાથી લી'ન હોળી હુદીન લગનો ગોઠવવાના, તોડવાના ને તેમેં થે'લા ઝગડાના વસાર કરી કરીન દા'ડા કાડવાના. ને પસેન જરૂર પડે તૅર, ને મરજી હોય તૅર સે'રમેં જાય ન મજૂરી કરવાની. ભીલુના ગામમેં બા'રેનો કોય મે'માન આવે તૅર આયા લોકુ દેવુ કરીન હોત તીની મે'માનગીરી કરેસે. પોતાના કામનો વખેત ઓસો કરીન મે'માન હતેણ વદાર વખેત બહે સે.

આયા ભીલુને જો લગન કરવાનું હોય કે પસેન તીવાર ઉજેવો હોય, કે દેવની માનતા પૂરી કરવાની હોય તૅર હતેણ રે'લી સાંદી સોની કે વાણિયા જોળે લી' જવાની. તાં કોય હિસાબ હમજ્યા વગેર દેવુ કરવાનું. પસેન વહરાતના કે પાણીના દેવને મનાવા હોર વરહુ કાડી નાંખવાના. ભીલુની બદી પેટા જાતિને એક બીજા હોર સંકા રે' સે. પાવરા, ગરાસિયા, રાઠવા, ગામીત, ભિલોડા ને તડવી એકા એકા કોય રોટી બેટી વે'વાર રાખે નીં. કોય જુવાન સોરા કે સોરીએ આયી રીતે લગન ગોઠવી લીદુ તૅર તીના ખૂન હુદીન વાત પોં'સે. લગન થાય સે ખાલી નાત મેં જ - એતરે કે રાઠવા ને રાઠવા, ગામીત ને ગામીત, ગરાસિયા ને ગરાસિયા એવા બદા. આવી લગનની રીતની ભીલ આદિવાશ્યૂ પરજા ઉપૅર ઘણી ઉંડી અસર થે'લી જોવા મલે સે. માણહના લોહીમેં સફેત કણ રોગો હામે લડાય કરે સે ને લાલ કણ ગોળ હોય સે. કદાક આયા ગોળ કણ તૂટીન ગોળમેંથા દાતેળા જેવા થી' જાય સે. જો

## લવાજમ અંગે નોંધ

પ્રિય વાચક,

ઢોલની અત્યાર સુધીની મજલ આપના સહભાગ અને સહકારને આભારી છે. ચાર ભાષાઓથી શરૂ કરેલી આ પ્રવૃત્તિમાં સમયે સમયે નવી ભાષાઓ ઉમેરાતી ગઇ. હવે જ્યારે ઢોલ એક ચળવળના રૂપમાં સ્થપાઇ ગયું છે, અને દિવસે દિવસે એનો વ્યાપ વધતો જાય છે, તથા આ બધી જ ભાષાઓમાં તેનું પ્રકાશન તથા લવાજમના બંધારણમાં એક નિશ્ચિતતા ની જરૂર ઉભી થઇ છે. આ માટે નીચેની બાબતોની ખાસ નોંધ લેવા વિનંતી. આ અંગે આગળ કોઇ પૃચ્છા કરવી હોય, તો અમારો પત્ર અથવા ફોન વ્દારા જરૂરથી સંપર્ક કરશો.

- ઓગષ્ટ ૯૯નો અંક બહાર પડી શક્યો નથી. હવે જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૦ નો આ અંક 'ભીલ વિશેષાંક' તરીકે આપના હાથમાં છે.
- આ અંકની કિંમત રૂ. ૨૫ છે, પરંતુ આવતા અંકથી ઢોલની એક નકલની કિંમત ઘટાડીને રૂ. ૧૫ કરવાનું નક્કી થયું છે, જેની ખાસ નોંધ લેશો.
- જે સભ્યોને આ ભીલ વિશેષાંક લવાજમના જ ભાગ રૂપે મળ્યો છે, એમણે વર્ષ ૨૦૦૦ના બીજા અંક માટે માત્ર રૂ. ૨૦ (રૂ.૧૫ +રૂ.પોસ્ટેજ) જ મોકલવાના રહેશે.
- જે સભ્યોનું લવાજમ માર્ચ ૯૯ના અંક પર પુરું થયું છે, એમને આ અંક સહિત સન ૨૦૦૦ના બંને અંકો માટે કુલ રૂ.૪૦ (રૂ.૨૫+રૂ.૧૫) જ મોકલવાના રહેશે.
- ઉપરના મુદ્દા (૩) અને (૪) પૈકી આપને જે લાગુ પડે તે મુજબ રૂ. ૨૦ અથવા રૂ. ૪૦ ની રકમ ૧લી માર્ચ ૨૦૦૦ સુધી મોકલી આપશો જેથી અમને વ્યવસ્થાપનમાં સુવિધા રહે.
- મનીઓર્ડરના ફોર્મમાં સૌથી નીચે 'સંદેશા માટે જગ્યા' વિભાગમાં આપનું પુરું નામ તથા સરનામું અવશ્ય લખશો. અમારી રેકોર્ડમાં માત્ર આ કાપલી જ રહેતી હોવાથી આ ખાસ જરૂરી છે.
- તે પછી સન ૨૦૦૧તી ઢોલનું એક લવાજમ વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બર એમ ગણવામાં આવશે.

**સાહિત્ય અને ભાષા તેમજ આદિવાસી સંસ્કૃતિમાં રસ ધરાવતા આપના મિત્રોને પણ ઢોલના વાચક થવા માટે આગ્રહ કરવા વિનંતી.**

પ્રકાશન વિભાગ
ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન: ૦૨૬૫-૩૩૧૧૩૦/૩૩૧૯૬૮

આદિવાસી બોલીઓનું **ઢોલ** સામયિક ભાષા કેન્દ્ર તરફથી પ્રકાશિત કરવામાં આવે છે. રાઠવી, કુંકણા ડાંગી, દેહવાલી, પાવરી, અહિરાણી, ડુંગરી ભિલી, પંચમહાલી ભિલી અને ભાંતુ એવી આઠ બોલીઓમાં **ઢોલ** પ્રસિદ્ધ કરવામાં આવે છે. હવેથી ચૌધરી અને ગોર બંજારા એવી બે બોલીઓ ઢોલ સમૂહમાં ઉમેરાઇ છે; અને વધુ ને વધુ બોલીઓને આવરી લેવાનો અમારો પ્રયાસ રહેશે. **ઢોલ**ની રાઠવી આવૃત્તિના તંત્રી છે **પ્રા. સુભાષ ઇશાઇ,** જેઓ છોટાઉદેપુરના મહાવિદ્યાલયમાં અંગ્રેજી સાહિત્યનું અધ્યાપન કરે છે. તેઓ રાઠવા સંસ્કૃતિ અને ભાષાના નિપુણ અભ્યાસક છે.



પ્રકાશક

**ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર**

મુદ્રક

**આકાર ઑફસેટ, દાંડીયા બજાર, વડોદરા**

**ISSN : 0971 9156... 97**